

# પૂજ્ય 'સૌરાષ્ટ્ર કેસરી' આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરીશ્વરજી મ.સા. સ્મૃતિ વિશેષાંક

"જૈન" પત્રના વાચકોને પરમપૂજ્ય 'સૌરાષ્ટ્ર કેસરી' આચાર્ય-દેવશ્રી વિજયભુવનરત્નસૂરીશ્વરજી મ. સા.નો તેમની સાહિત્યકૃતિ—'મંગલદ્વાર' ભેટ પુસ્તક દ્વારા, તેઓશ્રીની અવારનવાર લેખન કૃતિઓ દ્વારા તેમજ તેમની શાસનપ્રભાવનાની અનેક પ્રવૃત્તિઓના સમાચાર દ્વારા પરિચય છેલ્લા ૪૦–૪૫ વર્ષથી નિયમીત અપાય રહેલ છે.

પૂજ્યશ્રીની વિરાટભૂમિ સારુયે ભારત હોય આપને ત્યાં ગુરુદેવશ્રીના સમાગમ દ્વારા સદેહ પ્રત્યેકને પરિચય થયેલ હશે। તેમની વ્યાખ્યાન વાણી તથા સમાગમ દ્વારા જીવનમાં રાહરૂપ બનેલ હશે. આપે આપના પરિવારમાંથી કે આપના સ્નેહિજનોમાંથી કોઈ કે પણ તેઓશ્રીની નિશ્રામાં ધર્મવૃદ્ધિ અર્થે તપ, ધર્મદેશના કે સંઘયાત્રા કરવાનો લહાવો મેળવેલ જ હશે. એવા સર્વવ્યાપી ગુરુદેવશ્રીની જીવન સાધનાની વાતો જે અંગત વાતો નહીં રહેતા શાસન અને સંઘની ધર્મ મંગળ-રૂપ વાતો હોય ઇતિહાસમાં સચવાય રહે તે માટે તેમજ તેઓશ્રીની જીવન અને કાર્યની અનુમોદનારૂપ અનેક પૂજ્ય આચાર્ય ભગવંતો, ગુરુદેવો, સાધ્વીજી મહારાજો, શ્રીસંઘો, સંસ્થાઓ, મંડળો, શ્રાવક ભાઈ–બહેનો દ્વારા શોકસંદેશારૂપ ભાવાંજલિ અર્પેલ તે તથા પૂજ્યશ્રીનું

જીવન-કવનનું પ્રકાશન ઉપયોગી હોય પૂ. શ્રી સૌરાષ્ટ્ર કેસરી સ્મૃતિ વિશેષાંક રૂપે પ્રકાશન કરવાનો નિર્ણય કરેલ છે.

આ વિશેષાંકમાં પૂજ્ય સૌરાષ્ટ્ર કેસરી આચાર્યદેવશ્રીના વિશેષાંક માટે તેમના શિષ્ય ગણીવર્યશ્રી યશોવિજયજી મહારાજ સાહેબે આ વિશેષાંકના પ્રકાશનની જવાબદારી અમોને સોંપીને અમારામાં જે વિશ્વાસ વ્યક્ત કરેલ છે તેને સમયસર પૂરો કરતાં અમો આનંદ અનુભવીએ છીએ.

પરમપૂજ્ય આચાર્યદેવશ્રી ભુવનરત્નસૂરીશ્વરજી મહારાજ સાહેબ જૈન શાસનના આચાર્યપદ જેવા સર્વોચ્ચ અને સમુદાયના નાયકપદના અધિકારી બનીને એ પદવી શોભા અને ગૌરવ વધારી ગયા. એ તેમના શતદળ કમળની જેમ વિકસેલા સમુજ્જવળ અને યશનામી જીવનનું માત્ર એક પાસું જ કહી શકાય. એમની અનેક પ્રવૃત્તિઓ અને અનેક સફળતાઓથી સભર એમનું જીવન અને કાર્ય હતું. એમ કહી શકાય કે જૈન સંઘના શ્રમણોના આદર્શ હિન્દુ સંસ્કૃતિનાં કલ્યાણકારી શ્રેષ્ઠ તત્ત્વો એમના જીવનમાં પ્રગટ થયાં હતાં; અને તેથી તેઓશ્રી ભારત-ભરના સમગ્ર જૈન સંઘોના આદરપાત્ર ને પૂજનીય બની રહેલ.

તેઓશ્રી જ્યાં જ્યાં જતાં ત્યાં ત્યાં જૈન ધર્મની ખાસ કરીને તત્ત્વવિદ્યા-અને ધર્મચિંતનની સમજુતી એવા વ્યાપક રૂપમાં મર્મસ્પર્શી આપતા કે જેથી જૈન ધર્મ અને સંસ્કૃતિની શાન વધી જતી. અને આવી હૃદયગ્રાહી સમજૂતી સરળતાભરી રીતે આપનાર એ સૌરાષ્ટ્ર કેસરી જૈન-જૈનેત્તર સર્વને માટે આદરણીય બની જતા.

જૈન ધર્મની કે બીજા કોઈ ધર્મની ફિલસુફીની વાત કરતી વખતે તેમજ એની સમજૂતી આપતી વખતે તેઓ સંકુચિતતા, વાડાબંધી કે પક્ષપાતીવૃત્તિથી સાવ અલિપ્ત રહી એવું વ્યાપક દૃષ્ટિબિન્દુ અપનાવી શકતા કે જેથી સૌને એમ જ લાગે કે આ ફિલસૂફ-જૈન શ્રમણ તો આપણા પોતાના મનની, આપણા પોતાના ભલાની અને આપણા પોતાના ધર્મની જ વાત કરે છે.

સૌરાષ્ટ્ર કેસરી આચાર્યદેવશ્રી જ્યારે પણ કોઈ વાતની રજૂઆત કરતા ત્યારે એમાં સંકુચિત ધર્મદૃષ્ટિના નહીં પણ વ્યાપક દૃષ્ટિનાં જ દર્શન થતાં. આવા મહાન પુરુષ ભારતમાં જૈન શાસનમાં જન્મ્યાં અને

એમની અચિંત્ય શક્તિઓ તથા અમૂલ્ય ધર્મભાવનાઓ સમગ્ર ભારતભરના જૈનોને મળી એ આપણા સૌનું ખુશનસીબ સમજવું જોઈએ. અને જૈનેતરોને એમના દ્વારા ધર્મમાર્ગે જોડનાર અને જૈનધર્મની પ્રવૃત્તિમાં-ભાગ લેતા કરનાર વર્તમાનના શ્રમણોમાંના એક માત્ર પ્રતિનિધિ હોય જૈન ધર્મની શાન વધારનાર બની રહેલ. અને તેથી જ લાખો જૈનો અને હજારો જૈનેતરોના જીવનમાં તેઓ પ્રત્યક્ષ પ્રેરણારૂપ બનેલ હોય સર્વમાં પોતાનું માન વધારનાર બની રહેલ.

આમ તો તેઓશ્રી એક સમર્થ અને ઓજીવક વિદ્યા પુરુષ એટલે કે સારસ્વત હતા અને એમની વાણીમાં અને કલમમાં જાણે સાક્ષાત સરસ્વતીનો વાસ હોય એમ જ લાગતું. તેઓ જે કોઈ પણ વિષય ઉપર પોતાની કલમ ચલાવીને એની છણાવટ કરતા તો જાણે એના પડેપડ ઉપર પ્રકાશની તેજ રેખાઓ પાથરીને એના અંદરના હાર્દને સચોટપણે અને હૃદયંગમ રીતે પ્રગટ કરી દેતા. એમની સર્જક પ્રતિભા અદ્‌ભુત અને અનોખી અને વાચકના ચિત્તને વશ કરી લે એવી હતી. એમની રચનાઓ અમર કીર્તિ ગાથારૂપ બનીને એમની સ્મૃતિને ચિરકાળ સુધી લોકહૃદયમાં જીવંત રાખશે.

અને એમની વાણી અંગે તો શાં શાં વખાણ કરીએ! એમાં તો જાણે માનવીને વશ કરી લેનારી સાક્ષાત્ સરસ્વતીદેવીનો જ વાસ ભાસતો. એકવાર વહેતી થયેલી એમની વાણી એકધારીઅને ધીર ગંભીર ભાવે આગળ વધતી વધતી શ્રોતાઓને રસતરબોળ કરીને શ્રોતાને કંઈ કંઈ વિષયોનું જ્ઞાન આપીને જાણે પોતાની સાથે એવી ખેંચી જતી કે થોડાક સમય માટે શ્રોતાઓ સ્થળ-કાળના; ઉચ્ચ-નીચના ભેદ ભૂલી જઈને વક્તાને આધીન બની જતા. સૌરાષ્ટ્ર કેસરી આચાર્યદેવશ્રી ભુવનરત્નસૂરીશ્વરજી મ. સા. તો જાણે વાણીના અધિશ્વર હતા; જ્યારે આજના વકતાઓના મુખેથી વરસતી સસ્તી કીર્તિ કમાઈ લેવાની પામર મનોવૃત્તિ કે લોકરંજનની પામર વૃત્તિઓ નહોતી. એમનામાં તો પ્રાચીન કાળના દીર્ઘદૃષ્ટા ને આત્મસાધકોની જેવી આર્ષદૃષ્ટિ, જીવનગામી, ધાર્મિકતા અને તત્ત્વચિંતનની અમૃતધારાનો જ સ્પર્શ જોવા-અનુભવવા મળતો.

સૌરાષ્ટ્ર કેસરી આચાર્યદેવશ્રી એક અસાધારણ તેજસ્વી અને પ્રતિભાસંપન્ન શ્રમણ તો હતા જ. પણ એમની શક્તિ, સૂઝ અને કાર્ય-નિષ્ઠા કેવળ અમુક ક્ષેત્ર પુરતી સીમીત બની રહે એવી સામાન્ય ન હતી; જે કોઈ જવાબદારી પોતાના ઉપર આવી પડે એને સાંગોપાંગ પૂરી કરવાની અતિ વિરલ લબ્ધિ તેઓને સાવ સહજપણે જ પ્રાપ્ત થઈ હતી. એટલે તેઓશ્રીની નિશ્રામાં નાની-મોટી સંઘયણાઓ સફળ-તાને વરેલી અને અમદાવાદ પાસેના થલતેજમાં મુક્તિધામની વિચારણા તેની પ્રતિષ્ઠા દાખલારૂપે સફળતા મેળવી શકેલ છે.

એમની વિદ્વતા વ્યાખ્યાનશક્તિ, અને કાર્યશક્તિની કીર્તિગાથા બની રહે એવી સૌથી મોટી બાબત તો એ છે કે એમને કોઈપણ પદવી, સ્થાનની સામે ચાલીને માંગણી કરવી નહોતી પડી. એ બધું જ જાણે વગર માંગ્યે સામે ચાલીને એમની પાસે આવી પહોંચતું હતું. આપમેળે જ લાખો લોકોના સંપર્કમાં આવવાની લોકઆદર અને લોકચાહના મેળવી ચુકેલ. આવું સદ્ભાગ્ય બહુ ઓછી વ્યક્તિઓને જ સાંપડતું હશે. છતાં તેનો લાભ લેવાનું કે શ્રમણ ધર્મ ચુકાય તેવું કશું ના થાય તે માટેની જાગૃતિ રાખતા હતા. અને તેથી જ કોઈ પ્રકાશન સંસ્થા ન તો ઊભી કરી કે ન તો કોઈ માસીક પત્ર જેવું શરૂ કરીને પોતાનો વર્ગ-પક્ષ મજબુત કરવા કદી કોઈ પ્રવૃત્તિ કરી નથી. જે પ્રવચનો થાય અને તેના પ્રકાશન માટે શ્રીસંઘની માંગણી થાય તો જે તે સંઘો જ તેનું પ્રકાશન-પ્રસારણ કરે કે જેથી તેની શ્રમણધર્મને તેમાં અટવાવું ના પડે. આવી જાગૃતિ ભાગ્યે જ આજના શ્રમણ વક્તાઓમાં જોવા મળશે. સૌએ પોતાની સંસ્થાઓ, પ્રકાશનો, પત્રો, શરૂ કરી મૂક્યા છે ત્યારે એમની અલીપ્ત રહેવાની વૃત્તિ ધ્યાન-પાત્ર વિશેષ બની રહેશે.

પૂજ્ય સૌરાષ્ટ્ર કેસરી ગુરુદેવશ્રીનો ભારતભરના લગભગ દરેક પ્રદેશો, તીર્થદર્શન, વિહારયાત્રા દ્વારા જોયેલું-જાણેલું અને અનુભવેલું જીવન દર્શનનો લાભ શ્રી જૈન સંઘના નવા વિકાસને વિસ્તારમાં ઉપયોગી થાય અને તેમણે મેળવેલ જ્ઞાનનો લાભ નવી પેઢીને આપી શકાય. તેવી મંગળ પ્રેરણાથી અમદાવાદ પાસે જ થલતેજમાં મુક્તિધામ

દેરાસર અને શ્રી મુક્તિ-કમલ-કેસર-ચંદ્રસૂરી જૈન વિદ્યાપીઠના સુશ્રાવકોના ટ્રસ્ટ દ્વારા પ્રારંભ કરેલ અને તેમાં પ્રથમ જિનાલયની મંગળ પ્રતિષ્ઠા થયા બાદ પૂજ્યશ્રીની બીજી ભાવના વિદ્યાપીઠ જેવું જૈનધર્મનું પ્રભાવક ને પ્રચારક કેન્દ્ર બને અને નવી પેઢી તથા નવોદિત શ્રમણો તે વિદ્યા કેન્દ્ર દ્વારા લાભ થાય તે પહેલાં જ પૂજ્ય આચાર્ય-દેવશ્રીનો વિયોગ સર્જાયેલ છે. આથી આચાર્યશ્રીના આ દિવ્યસ્વપ્નને સાકાર કરવાનું કાર્ય તથા જવાબદારી સમગ્ર જૈન સંઘની બની રહે છે. અને તેમાં વિશેષ કરીને સંસ્થાના ટ્રસ્ટીઓની જવાબદારી પણ બની રહે છે. આ માટે આચાર્યદેવશ્રીની ભાવના અને આજ્ઞા મુજબ તેમના શિષ્ય ગણીવર્યશ્રી યશોવિજયજી મહારાજ પણ સતત જાગૃતિપૂર્વક સર્વેને પ્રેરણા અને ઉત્સાહ આપતા રહે તેવી ભાવના.

સાધર્મીકોની સેવા અને ગરીબો પ્રત્યે માનવતાભર્યું લક્ષ પૂજ્યશ્રીમાં અપાર હતું. અને તેથી જ તેઓશ્રી જ્યાં જ્યાં ચાતુર્માસ રહેલ ત્યાંના સાધર્મીક ભાઈઓનું વિશેષ લક્ષ આપતા અને તે માટે મોટું ફંડ કરાવી કાયમી પ્રવૃત્તિઓ પણ હાથ ધરાવતા કે ગુપ્ત રીતે મદદ પહોંચાડતા જેની વિગત આ જીવન ચરિત્રમાંથી જોવા મળશે.

'સૌરાષ્ટ્ર કેસરી' આચાર્યશ્રીની જીવનની વાતો સંઘરી રાખવા જેવી હોય પ્રેરણારૂપ હોય તેઓશ્રીના કાળધર્મ પછી તેમના વિનયી શિષ્યરત્ન ગણીવર્યશ્રી યશોવિજયજી મહારાજની પ્રેરણા અને ભાવનાથી અમે સ્મૃતિ વિશેષાંક પ્રગટ કરવાની જાહેરાત કરી હતી જે તેમની પ્રથમ સ્વર્ગવાસ તીથીએ સફળ થાય છે. તેથી અમો સંતોષ અનુભવીએ છીએ.

આ સ્મૃતિ વિશેષાંક આવી સુંદર રીતે પ્રગટ થઈ શક્યો એ માટે વયોવૃદ્ધ, ચારિત્રવૃદ્ધ પૂજ્ય આચાર્યદેવશ્રી વિજયસ્વયંપ્રભસૂરીશ્વરજી મ.એ અંતરના આશીર્વાદ આપ્યા. એ જ રીતે સમુદાયના સમર્થ સુકાની શાસન પ્રભાવક આચાર્યદેવશ્રી વિજયહેમપ્રભસૂરીશ્વરજી મહારાજને વિશેષાંક પ્રગટ કરવા અંગે જણાવતાં એમણે સ્મૃતિ વિશેષાંકની વાતને હર્ષપૂર્વક વધાવી લીધી અને જરૂરી માહિતી આપી તથા આશીર્વાદ મેળવી શક્યા છીએ. તેમ જ સમુદાયના અન્ય મુનિરાજો અને પૂજ્ય

સાધ્વીજી મહારાજો દ્વારા અમોને સાથ-સહકાર મળતા આ વિશેષાંક બને તેટલા સારા રૂપમાં પ્રગટ કરવા પ્રયત્ન કરેલ છે.

આ રીતે—વર્ષ જેટલા દીર્ઘ દીક્ષા પયાય દરમિયાન જ્ઞાનસાધના અને ધર્મભાવનાની અખંડ જ્યોત જલાવીને પોતાના આત્માનું શ્રેય સાધી જનાર, સમતાના સરોવર સૌરાષ્ટ્ર કેસરી આચાર્યદેવશ્રી વિજય-ભુવનરત્નસૂરીશ્વરજી મહારાજના આદર્શ જીવનની અમે અંતઃકરણથી સ્તુતિ કરીએ છીએ; અને એ મહાપુરૂષને ભાવભરી વંદના કરીએ છીએ.

આ સ્મૃતિ વિશેષાંક અમારા ટાંચાં સાધનો અને અમારી મર્યાદિત શક્તિની દૃષ્ટિએ તો અમારા માટે આ કામ ગજા ઉપરાંતનું કહી શકાય એવું જ હતું. છતાં પૂજ્ય ગણીવર્યશ્રી યશોવિજયજી મ.એ તેમના ગુરુ પ્રત્યેનું ઋણ અદા કરવા માટે આ સ્મૃતિ વિશેષાંકનો ભાર સ્વીકારવાની જે હિંમત આપી તેમ જ એને પૂરું કરવાની જે અનુકૂળતા કરી આપી એનો વિચાર કરતાં અમારું અંતર આભારની લાગણીથી ખૂબ ખૂબ ગદ્‌ગદીત બની જાય છે. આ પ્રસંગે ગણીવર્યશ્રી આદિ શ્રમણ ભગવંતોનો અમે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

આ વિશેષાંકના ખર્ચને પહોંચી વળવાની આર્થિક જવાબદારી પણ જંગી હતી. પણ પરમ પૂજ્ય શ્રમણ ભગવંતોની પ્રેરણાથી પૂજ્ય સૌરાષ્ટ્ર કેસરી આચાર્યદેવશ્રી પ્રત્યેની લાગણી ધરાવતા જૈન સમાજના શ્રીસંઘો, સંસ્થાઓ, કાર્યવાહકો તથા ધર્મપ્રેમી – ધર્મશ્રદ્ધાળુ ભાવિકો તરફથી જે સહકાર મળેલ હોય આ સ્મૃતિ વિશેષાંક સફળ થઈ શકેલ છે ને સહકાર આપનાર પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી દર્શાવીએ છીએ. તેમ જ આ વિશેષાંકના કાર્યમાં પરમ પૂજ્ય મુનિરાજશ્રી નંદનપ્રભવિજયજી મહારાજે જે લાગણી અને ભાવનાથી સહયોગી થયેલ હોય તેઓશ્રીના તો અત્યંત ઋણી બની ગયેલ છીએ.

આ વિશેષાંક વધારે સુંદર સજાવટ ને સામગ્રીથી સમૃદ્ધ બનાવવા જતા તેનો ખર્ચ ઘણો જ થવા પામેલ છે. જ્યારે કરતાં હજુ તો અર્ધી જ રકમ ઊભી થઈ શકેલ હોવા છતાં પૂજ્યશ્રીની પ્રથમ તિથિ ચૈત્ર સુદ ૧૪ના પ્રસંગે આ પ્રકાશન પ્રગટ કરવું તેવી ઇચ્છા ગણીવર્યશ્રીની હોઈ પ્રગટ કરાઈ રહેલ હોય, દરેક પૂજ્યશ્રીમાં શ્રદ્ધા અને સદ્‌ભાવનારૂપ

તેમના શ્રીસંઘ ઉપરના ઉપકારને સમજી આર્થિક જવાબદારીમાં સક્રિય સહકાર આપી ઋણ બજાવવાનું નહિ ચૂકે તેવી શ્રદ્ધા છે.

શ્રમણ પરંપરાના શ્રમણ શ્રેષ્ઠ સૌરાષ્ટ્ર કેસરી આચાર્યદેવશ્રી ભુવનરત્નસૂરીશ્વરજી મહારાજના આ સ્મૃતિ વિશેષાંક દ્વારા પૂજ્યશ્રીના ગુણોદયરૂપ, જીવન પરિચયો, ધર્મભાવનારૂપ કાર્યોની સ્મૃતિ સાચવી રાખવામાં તેમ જ આપણી ભાવી પેઢીને એની દિવ્યતાની ઝલકનું દર્શન કરવામાં આ વિશેષાંક યત્કિંચિત પણ ઉપયોગી બની રહેશે. તો અમો અમારા શ્રમને સાર્થક થયેલો લેખીશું.

જૈન શાસનના ગૌરવસમા આ સૌરાષ્ટ્રકેસરી આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરીશ્વરજી મહારાજ સાહેબે પરલોક પ્રયાણ કર્યું અને એક તેજસ્વી જીવન રેખા આપણી સામેથી અદૃશ્ય થઈ ગયું. તેવા મહાપુરુષને આપણી વંદના સાથે તેમના જીવનમાંથી આપણને પ્રેરણા મળતી રહે ને તે રાહે આપણે ચાલવા સમર્થ બનીએ એવી ભાવના અભ્યર્થના.

ભાવનગર

—મહેન્દ્ર ગુલાબચંદ શે[illegible]
તંત્રી 'જૈન'



# સંયમજીવનના એ સ્વામી!

એ, સ્વામી!
જીવન જીવવાની કળાના.
હસતા જીવવું ખૂબ સહેલ છે,
પણ હસતા મરવું કેટલું કઠિન છે?
આપનું જીવન!
સાધનામય; સ્વાધ્યાયમય,
નિ:સ્પૃહતામય; પ્રસન્નતામય; ને સ્વારાધનામય,
આપશ્રીએ,
મૃત્યુને ય બનાવ્યું, સ્વાધ્યાયમય.
એ ખરેખર,
આપના જીવનનું.
બન્યું શ્રેષ્ઠત્તમ ઉજ્જવલ પાસું!
યાદ આવી વાત!
અમ–કુટુંબના તારલાને,
આપ્યું તેજસ્વી સંયમજીવન,
ને થયો નવીનચંદ્રમાંથી ગણિશ્રી યશોવિજયજી.
એ તારલો આવે સ્મરણ ચક્ષુએ.
ત્યારે અમને,
આપ જ યાદ આવી જાવ છો?
શું અપીએ આપને અમે?
સિવાય શ્રદ્ધાંજલિ! ને,
કોટનું ક્રોડ વંદન.

(ભાવનગર) —ખીતીલાલ ચત્રભુજ શેઠ



## સંપાદકીય...
## બે બોલ

સંસારમાં અનેક આત્માઓ જન્મે છે અને મૃત્યુ પામે છે. પણ જન્મીને જીવનને જીવી જાણનારા આત્માઓ મૃત્યુને મહોત્સવરૂપ બનાવી જનારા મહાપુરુષો વિરલ જ હોય છે. મારા અનંત ઉપકારી સૌરાષ્ટ્ર-કેસરી, શાસન પ્રભાવક, પૂજયપાદ ગુરુભગવંતશ્રી વિજયભુવનરત્ન-સૂરીશ્વરજી મહારાજ જૈન સંઘ અને માતા-પિતા જૈનેત્તર સમાજના ઉપકારી તો છે જ પણ મારા તો અનંતાઅનંતઉપકારી છે. ૨૫ વર્ષના મારા સંયમ પર્યાયમાં તેઓશ્રીએ પિતાની જેમ વાત્સલ્ય આપી મને સંયમ માર્ગમાં આગળ વધારવા અથાગ પ્રયત્નો કર્યા. એ ઉપકારીના ઋણમાંથી મુક્ત થવા હું કદાપિ સમર્થ નથી. તેઓશ્રીના વિરહથી મારા જીવનમાં ન પૂરી શકાય એવી ખોટ પડી છે. પરંતુ ગુરુદેવના શબ્દો યાદ આવે છે કે "જન્મ એ વિકૃતિ છે મરણ એ પ્રકૃતિ છે અને ચારિત્ર એ સંસ્કૃતિ છે" તેમનામાં રહેલા અનેકાનેક ગુણોનો એક અંશ પણ મારામાં આવે તો તેને હું ગુરુકૃપાનું સાફલ્ય ગણીશ.

જેમના દર્શન માત્રથી દિલ અને દિમાગ ડોલી ઉઠે એવા પૂજ્ય

ગુરુદેવના અજોડ વ્યક્તિત્વ ને શબ્દાંકિત કરવાની પ્રબળ ઇચ્છાથી શ્રદ્ધાંજલિ વિશેષાંક પ્રગટ કરવાની સ્ફુરણા થઈ અને પૂજ્યશ્રીના દિવ્યાશિષથી મારી ભાવના સાકર થઈ

પરમ પૂજ્ય આચાર્ય ભગવંતો, પૂજ્ય પંન્યાસજી મ.સા, પૂજ્ય સાધુભગવંતો, તથા પૂ. સાધ્વીજી મહારાજો, સંઘો તેમજ ગુરુભક્ત શ્રાવક–શ્રાવિકાઓ જેઓ એ શ્રદ્ધાંજલિ વિશેષાંકમાં લેખો આપ્યાં છે. તે ઉપરાંત જેઓએ આર્થિક સહકાર આપ્યો છે તે સર્વેનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છુ. "ઝાઝા હાથ રળિયામણા" એ ઉક્તિ પ્રમાણે આપ સૌના સહકારથી શ્રદ્ધાંજલિ વિશેષાંક પણ રળિયામણો બન્યો છે. અને આ અંક આપ સૌના સદ્ભાવની ફલશ્રુતિ છે.

"જૈન" સાપ્તાહિક ના સંપાદક, કાર્યકુશળ, દીર્ઘદૃષ્ટા શ્રીયુત મહેન્દ્રભાઈ ગુલાબચંદ શેઠે આત્મીયતાથી આ વિશેષાંક ટૂંક સમયમાં પરિશ્રમપૂર્વક ઝડપી સાકાર બનાવવા અથાગ પ્રયત્નો કર્યા છે. તેઓશ્રીના હાથે આવા શુભ કાર્યો થતાં રહે અને શાસનદેવ તેમને શાસનના કાર્યો કરવા સહાય કરે એ જ અંતરના આશિષ.

પૂજ્ય ગુરુદેવશ્રીની અજર અમર બની રહેલ સહિત્યની કૃતિઓમાંથી દરેક પાને રત્ન કણિકાઓ આપેલ છે. તે સિવાય પણ લેખો–દ્રષ્ટાંત કથાઓ આ વિશેષાંકમાં આપવા ભાવના હતી પણ તેમના જીવનના પ્રસંગો અને પ્રવૃત્તિને પણ પુરુ સ્થાન નથી આપી શકાયું તો તેમના સાહિત્ય માટે ફરી પ્રકાશન દ્વારા મળીશું.

—પૂજ્ય ગુરૂદેવશ્રીના વિયોગ પછી 'મુક્તિધામ' જેવી વિશાળ સંસ્થાનું કાર્ય મારા જેવા માટે મુશ્કેલ અને કપરૂ હતું ત્યારે તેના કાર્યકર ભાઈઓ સુશ્રાવક શ્રી જયંતિભાઈ બગડીયો, શ્રી દલીચંદભાઈ દેસાઈ, શ્રી મહેશભાઈ ગાંધી, શ્રી શાંતિભાઈ શાહ વગેરે એ જે સાથ સંસ્કાર જે હુંફ આપી, પૂજ્ય ગુરૂવશ્રીની ભાવનાં મુજબની સંસ્થાના વિકાસ–વિસ્તાર માટે જે પ્રયત્ન કરી રહેલ છે તે. આ ક્ષણે હું ભૂલી શકું તેમ નથી.

પૂજ્ય ગુરુદેવશ્રીએ–સંસ્થાના કાર્યવાહકોએ તથા સકલ શ્રીસંઘે મારા ઉપર અમાપ ઉત્સાહ અને ઉમંગ દર્શાવેલ છે જે મારા પ્રત્યેની

શુભલાગણી છે. આજના વિષમકાળમાં ને કપરા સમયમાં પૂજ્ય ગુરુદેવે 'મુક્તિધામ'ની મુકેલી જવાબદારીનું પાલન કરવાનું બળ પ્રાપ્ત થાય અને જૈન ધર્મના પ્રચાર-પ્રસારના કાર્યોમાં ચતુર્વિધ સંઘનો સારો સહકાર મળતો રહે એ જ અભ્યર્થના

અંતમાં પૂજ્ય ગુરુદેવમાં રહેલી સંયમશુદ્ધિ, સ્વાધ્યાયબુદ્ધિ, જિજ્ઞાસાવૃત્તિ, શાસ્ત્રોની વફાદારી, શાસનની સમર્પિતતા અને સહનશીલતા વગેરે અનેકાનેક ગુણો મારા આત્મામાં વિકાસ પામે એ જ અભ્યર્થના.

—આપનો ચરણ કિંકર
યશોવિજયના કોટાનુ કોટી વંદન



# સહાયકોનો સાદર આભાર

પરમ પૂજ્ય 'સૌરાષ્ટ્ર કેસરી' આચાર્યદેવશ્રી ભુવનરત્નસૂરિશ્વરજી મહારાજનો કાળધર્મ થતાં તેઓશ્રીનો શ્રમણ સમુદાય, શ્રી જૈનસંઘ તથા શ્રાવક-શ્રાવિકા એક લાખથી પણ વધારેના જીવનમાં અંગત રીતે ભાઈ-બહેનો ઉપર પરમ ઉપકાર હોઈ પૂજ્ય આચાર્યદેવશ્રીના શિષ્યરત્ન ગણિવર્યશ્રી યશોવિજયજી મહારાજ સાહિબની ગુરુદેવ પ્રત્યેની સદ્ભાવના અને પૂજ્યશ્રી પ્રત્યેની ફરજ સમજી શ્રદ્ધાંજલિરૂપ સ્મૃતિ વિશેષાંકમાં પરમ પૂજ્ય શ્રમણ – શ્રમણી ભગવંતોની શુભ પ્રેરણાથી, શ્રી સંઘો, સંસ્થાઓ તથા વ્યક્તિગત સુશ્રાવક – શ્રાવિકાઓ દ્વારા ઉદારતાપૂર્વક જે સાથ-સહકાર મળેલ છે. તે સર્વે મહાનુભાવોનાં અમો આભારી છીએ.

આ વિશેષાંક વધુ સુંદર અને આકર્ષક બને તે માટે જરૂરી પ્રયત્નો કર્યા છે અને તેમાં વધારે પૂજ્યશ્રીની સાહિત્ય સામગ્રી આપી શકાય તે માટે પ્રયત્ન કરવાથી પેઈજ ૨૦૦ને બદલે પેઈજ ૩૫૦ થવા જાય છે. જ્યારે તેના ખર્ચમાં પણ વધારો થયેલ છે. તેને પહોંચી વળવા પૂજ્યશ્રીના અનુયાયી વર્ગ જરૂરી સહાયરૂપ બની પોતાની ફરજ નહીં ચૂકે તેવી આશા/અપેક્ષા.

શ્રી મુક્તિ – કમલ – કેસર – ચંદ્ર સૂરીશ્વરજી જૈન વિદ્યાપીઠ
ટ્રસ્ટ મુક્તિધામ જૈન દેરાસર, થલતેજ (અમદાવાદ)

શ્રી નાગજી ભુદરની પોળ – જૈન સંઘ, અમદાવાદ

શ્રી અંધેરી ગુજરાતી જૈન સંઘ – ઈર્લા, મુંબઈ

શ્રી પાલેજ જૈન સંઘ – પાલેજ (જિ. ભરૂચ)

ગણિવર્યશ્રી યશોવિજયજી મ.સા.નો શુભ પ્રેરણાથી

શ્રી સૌભાગ્યચંદ સુંદરજી સાવડીયા — નાગપુર
શ્રી નવનીતરાય મોહનલાલ શેઠ — ,,

| | |
|---|---|
| ડૉ. શ્રી પ્રફુલ્લભાઈ વી. શાહ | રાજકોટ |
| શ્રી સેવકરામ રામચંદ | ,, |
| શ્રી ચુનીલાલ પરમાણુંદ દડીયા (સુદાનવાળા) | મુંબઈ |
| શ્રી ચંપકલાલ ગિરધરલાલ વોરા (અમરેલીવાળા) | ,, |
| શ્રી ભાનુભાઈ દલીચંદ ગાંધી (ભાવનગરવાળા) | મુંબઈ–૬ |
| શ્રી વીરચંદભાઈ શામજીભાઈ વોરા | નાગપુર |
| શ્રીમતી રૂક્ષ્મણીબેન ઉત્તમચંદ સંઘવી | તલેગામ – ડભાડા |
| શ્રી કલાવતીબેન ચીમનલાલ (અમરેલીવાળા) | બેંગ્લોર |

## પૂ. સાધ્વી શ્રી વિનયપ્રભાશ્રીજીની પ્રેરણાથી લાભ લેનાર

| | |
|---|---|
| શ્રી કલ્યાણ સોસાયટી જૈનસંઘની બેનો (હ. નલીનીબેન) | અમદાવાદ |
| શ્રી આંબાવાડી જૈન સંઘની બેનો | અમદાવાદ |
| શ્રી મિલનપાર્કની બહેનો તરફથી (હ. શારદાબેન, સવિતાબેન) | ,, |
| શ્રી અમીચંદભાઈ ડાહ્યાભાઈ | સુરેન્દ્રનગર |
| શ્રી મણિકાન્ત ત્રીકમલાલ કોઠારી | બોટાદ |
| શ્રી હસમુખલાલ માણેકલાલ | ઝીંઝાવદર |
| શ્રી ઝવેરચંદ છગનલાલ દેસાઈ | પાલેજ |
| શ્રીમતી મધુબેન મનુભાઈ | નવરંગપુરા-અમદાવાદ |
| શ્રી હરગોવિંદદાસ નાગરદાસ | લોયા (રાણપુર) |
| શ્રીમતી સવિતાબેન હરજીવનદાસ | માતર |
| શ્રી ખુશાલભાઈ ગુલાબચંદ | ગઢડા |
| શ્રી સુખલાલ લક્ષ્મીચંદ | સરભાણ |
| શ્રી હિંમતલાલ મફતલાલ | કાંદિવલી |
| શ્રી નંદલાલભાઈ હરખચંદ | બનારસ |

## પૂ. સાધ્વીશ્રી ઉદયપ્રભાશ્રીજી તથા સાધ્વીશ્રી યશપ્રભાશ્રીજીના ઉપદેશથી લાભલેનાર

| | |
|---|---|
| શ્રી ગુર્જરી જૈન સંઘની બહેનો તરફથી | કોલ્હાપુર |
| શ્રી મહાવીર જૈન સંઘની બહેનો તરફથી | ,, |

| | |
|---|---|
| શ્રી ચુનીલાલ ગંગારામ | ,, |
| શ્રી ચુનીલાલ દલીચંદ ગાંધી | ,, |
| શ્રીમતી જવલબેન કાન્તિલાલ | વાલકેશ્વર-મુંબઈ |
| શ્રી રેખાબેન જયંતિલાલ | પૂના |
| શ્રી જેસીંગલાલ પરશોત્તમદાસ | સુરત |
| શ્રી રાજમલ અમૃતલાલ | કમોડી |
| શ્રી હસ્તીમલજી તથા શ્રી અમીચંદભાઈ | પૂના |
| શ્રી લીલાચંદ દેવીચંદ | પૂના |
| શ્રી જીવરાજભાઈ | પૂના |
| શ્રી રાજુભાઈ તથા દિનેશભાઈ | પૂના |
| શ્રી ફૂલચંદ સખારામ મહેતા | કોલ્હાપુર |

પૂ. સાધ્વીશ્રી વિનયપ્રભાશ્રીજીના શિષ્ય સાધ્વીશ્રી મહાપ્રજ્ઞાશ્રીજીની પ્રેરણાથી

એક સદ્ગૃહસ્થ તરફથી — પાલીતાણા

સાધ્વીશ્રી કમળાશ્રીજી તથા સાધ્વીશ્રી સ્નેહલત્તાશ્રીજી મ.ની પ્રેરણાથી

એક સદ્ગૃહસ્થ તરફથી — પાલીતાણા

પૂ. સાધ્વીશ્રી નેમશ્રીજી મ.ની પ્રેરણાથી

એક સદ્ગૃહસ્થ તરફથી — બીલીમોરા

પૂ. સાધ્વીશ્રી હસ્તીશ્રીજી મ.ની પ્રેરણાથી

એક સદ્ગૃહસ્થ તરફથી — પાલીતાણા

પૂ. સાધ્વીશ્રી મંજુલાશ્રીજી (પાલનપુરવાળા)ની પ્રેરણાથી

એક સદ્ગૃહસ્થ તરફથી — ઊંઝા

પૂ. સાધ્વીશ્રી મંજુલાજીશ્રીજી મહુવાવાળાના શિષ્યા સાધ્વીશ્રી
મધુકાન્તાશ્રીજી મ.ની પ્રેરણાથી

એક સદ્‌ગૃહસ્થ તરફથી — મુંબઈ

પૂ. સાધ્વીશ્રી અનંતપ્રભાશ્રીજી મ.ની પ્રેરણાથી

એક સદ્‌ગૃહસ્થ તરફથી — અમરેલી

પૂ. સાધ્વીશ્રી વલ્લભશ્રીજી મ.ની પ્રેરણાથી

સાધ્વીશ્રીજી મ.ના સંસારી કુટુંબીજનો તરફથી — અમદાવાદ

પૂ. સાધ્વીશ્રી પદ્મપ્રભાશ્રીજી મ.ની પ્રેરણાથી

શ્રી રતનપોળ – ગોડવાળ – ઉપાશ્રયની બહેનો તરફથી — અમદાવાદ

પૂ. સાધ્વીશ્રી શ્રેયસ્કરાશ્રીજી તથા શ્રી ભાગ્યોદયાશ્રીજીની
પ્રેરણાથી

એક સદ્‌ગૃહસ્થ તરફથી — પાલીતાણા

આ સિવાય કોઈએ રકમ મોકલાવેલ હોય છતાં નામ ન આવેલ હોય તેઓશ્રી કૃપા કરી જણાવવા વિનંતી છે.



# વિદ્વાન-વક્તાની ચિર વિદાય

આચાર્યશ્રી ભુવનરત્નસૂરીશ્વરજી સરલ સ્વભાવી સાથે વિદ્વાન અને વક્તા હતાં, તેમની ચિરવિદાયથી શાસનને એક મહાન વિદ્વાન આચાર્યની ખોટ પડી છે.

તેમનો સ્વભાવ-માયાળુ ને મળતાવડો હતો. તેઓશ્રી જ્યારે જ્યારે પણ મને મળ્યાં છે, ત્યારે ત્યારે આ વાતનો ખ્યાલ અચૂક આવ્યા વિના રહેતો નહિ.

છેલ્લે છેલ્લે... તેઓ મને વડોદરા મુકામે મળ્યાં હતાં. તબિયત અસ્વસ્થ હોવા છતાં પણ તેઓ મને દૂરથી સુખશાતા-પૃચ્છા-વંદનાદિ કરવાં આવેલાં. તે વખતે પણ તેઓ કંઈક અસ્વસ્થ જણાતાં હતાં. છતાં મને મળવાના આશયથી આટલો પરિશ્રમ કર્યો તે શુભભાવના તેમના જીવનનું જમા પાસું હતું.

પરમાત્માના શાસનને પામી તેઓએ ઘણી શાસનપ્રભાવનાઓ કરી છે. પ્રાન્તે તેઓ શીઘ્રાતિશીઘ્ર શાશ્વતસ્થાનને પ્રાપ્ત કરે તેવી શુભભાવના.

ડેલાનો જૈન ઉપાશ્રય,
દોશીવાડાનીપોળ, અમદાવાદ.

પૂ. આ. શ્રી વિજયરામસૂરિજી

મિથ્યાત્વ એ જ બધા અનર્થોનું મૂલ
છે ને તે જ આત્માનો ભાવશત્રુ.

# અનુપમ જાગૃતિપૂર્વક આરાધનામય જીવન

જૈનસમાજમાં 'સૌરાષ્ટ્ર કેસરી' સુવિખ્યાત આ. શ્રી વિજય-ભુવનરત્નસૂરિજી મ. સા.ના નામથી ભાગ્યે જ કોઈ અજાણ હશે ! તેઓ સુપ્રસિદ્ધ વ્યાખ્યાનકાર હોવાથી સુંદર...સરળ... રોચકશૈલીના તેઓના વ્યાખ્યાનમાં જૈન–જૈનેતરો મોટી સંખ્યામાં હાજરી આપતા. તેઓના સુમધુર અને રાગ–રાગિણીના કંઠે સ્તવન–સજ્ઝાય તથા શ્રીપાળરાજાનો રાસ આદિ સાંભળવા એ પણ જીવનનો મહાન લ્હાવો ગણાતો.

તેઓ સ્વભાવે શાંત...સરળ...નિખાલસ સ્વભાવના તથા વાત્સલ્યતા, નિઃસ્પૃહતા, વિનયાદિ સદ્ગુણો તેઓમાં દૃષ્ટિગોચર થતાં હતાં શાસન 'ઐક્યતા'ની ધગશ જીવનમાં 'તાણાવાણા'ની જેમ વણાયેલી હતી. તેઓ જ્ઞાન, ધ્યાન, તપ, સંયમ અને સ્વાધ્યાયના કલ્યાણકારી મહાપવિત્ર સંગમ સમા હતા. જીવનના છેલ્લા શ્વાસ સુધી રત્નત્રયીની આરાધનામાં મશગૂલ હતા.

વીર, ધીર ને ગંભીર તે મહાપુરુષ જીવનપર્યંત એકલે હાથે કર્મની સામે, મોહમલ્લની સામે જે શારીરિક અનેક વેદનાઓની–યાતનાઓની સામે મહાયોદ્ધાની જેમ ઝૂઝૂમી અંતિમ ક્ષણે પણ નવકારમંત્રનું રટણ કરતા, શ્રવણ કરતા, દિવ્યધામ ભણી ડગ માંડી ગયા.

આ સૂરિ પુંગવ શાસન કાજે જન્મ્યા...શાસન કાજે જીવ્યા. છેલ્લી ક્ષણ સુધી જૈનશાસનને તન મન સર્વસ્વ સમર્પિત કરી અમર બન્યા. જૈનશાસનમાં તેઓશ્રીની ખોટ પૂરી શકાય તેમ નથી. તેવા ગીતાર્થ, અધ્યાત્મયોગી, અદ્ભૂત ત્યાગી. તેઓનું જીવન સ્ફટિક જેવું સ્વચ્છ, સરળ અને પવિત્રતાના પૂંજ સમાન દિવ્ય હતું. પ્રસન્ન મુખ-મુદ્રા અને અનુપમ જાગૃતિપૂર્વક આરાધનામય જીવન જીવી...મૃત્યુને મહોત્સવરૂપ બનાવી ગયા.

"मरणं मंङ्गलं यस्य सफलं तस्य जीवनम्"

વિલેપાર્લા–વેસ્ટ મુંબઈ–૫૬ આ. શ્રી વિજયમેરુપ્રભસૂરિ મ.

પૌદ્ગલિક ઇચ્છાઓ ઉપર વિજય મેળવવો
એના જેવું કોઈ પરમ તપ નથી.

# શુદ્ધ તત્ત્વ દેશનાદાતા...સતત સ્વાધ્યાયી

તેઓશ્રીનો જન્મ રાજસ્થાનના જોધપુર જીલ્લાના ઓશિયાતીર્થ નજીક એક નાનકડા ખેતાસર ગામમાં થયો હતો. જ્યાં માનવજીવનને સફળ કરનારી દેવ-ગુરુ-ધર્મ વગેરે કોઈ સામગ્રી ન હતી. પણ માતા પિતા ઉત્તમ ધર્મરાગી હતા. સાથે પોતે પણ પૂર્વજન્મના પુણ્ય સાથે લઈ આવ્યા હતા. એટલે પિતાજી શ્રી કુન્દનમલજીને પોતાના પુત્ર ધનરાજજીને ઓસિયા તીર્થની વિદ્યાલયમાં ભણાવવાનો ભાવ પ્રગટચો અને આઠ વર્ષની વયે ઓસિયા વિદ્યાલયમાં ભણવા મૂકચા. પોતાની પુન્યાય અને યોગ્ય નિમિત્ત મળતાં થોડા સમયમાંજ વ્યવહારિક સહ ધર્માભ્યાસ શ્રાવકને યોગ્ય પ્રતિક્રમણ આદિ કરી લીધો.

શરીરના ધર્મ પ્રમાણે યુવાવસ્થા આવી અને નોકરીએ મહારાષ્ટ્રમાં ચેવલા ગામમાં સુશ્રાવકશ્રી માણેકચંદજીને ત્યાં રહ્યા.

ઓસિયામાં જન્મેલ પ્રભુપ્રતિમા પ્રત્યેનો રાગ અને સતત દર્શન, પૂજન વગેરે કરવાનો અભ્યાસ થયેલ. તે ચેવલામાં પણ દેવ-દર્શન, પૂજન, ગુરુભક્તિ વગેરે કરવામાં જળવાઈ રહ્યા.

ન્યાયી, સદાચારી અને ધાર્મિક જીવન જોઈ ને શેઠ માણેકચંદજીને પુત્ર કરતાં યે અધિક પ્રેમ પ્રગટચો.

એક વખત પંન્યાસશ્રી ચંદ્રવિજયજી મહારાજ ત્યાં પધાર્યા. વંદન કરવા શેઠની સાથે ધનરાજજી પણ ગયા. તેઓશ્રીને ગુરૂ-દર્શનથી ખૂબ ખૂબ આનંદ થયો. પણ ગુરુએ તેમનું ભવિષ્ય પારખી લીધું અને ઉપાશ્રયે દરરોજ આવવાની પ્રેરણા કરી. જેમ ચાતક ચંદ્રને જોઈને આનંદ અનુભવે તેમ ગુરુદર્શનથી ધનરાજજીને આનંદ થવા લાગ્યો. ગુરુ પરિચય પછી ઊંડો ધાર્મિક અભ્યાસ લઈ વૈરાગ્ય પ્રગટચો. દીક્ષા લેવા ઈચ્છા જણાવી, ગુરુજીએ સમ્મતિ આપી. પછી તો માતા-પિતા, સંબંધી વગેરેને સમજાવી વિ.સં. ૧૯૯૬માં સિરપુર ગામમાં સંઘના સહકારથી ખૂબ ઉત્સાહપૂર્વક દીક્ષા લીધી. પ. પૂ. શ્રી ચંદ્રવિજયજી ગુરુમહારાજે

પૌદ્‌ગલિક ઇચ્છાઓનો નિરોધ કરવો
એ જ મુક્તિનો અમોઘ ઉપાય.

ધનરાજજીને મુનિશ્રી ભુવનરત્નવિજય નામ રાખી પોતાના શિષ્ય કર્યા.

ચાર વર્ષના ટૂંકા દીક્ષા પર્યાયમાં વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય વગેરે ગુણ-યોગ્યતા પ્રગટ કરી પ્રભાવક વ્યાખ્યાન કરતાં થયાં. સુંદર અવાજથી પરોપકાર-ભાવ અને સ્યાદ્વાદને સમજાવવાની શક્તિથી શ્રોતાઓમાં અજબનું અનુપમ આકર્ષણ વધ્યું. મુખ્યાચાર્યો તથા પૂર્વાચાર્યોના વૈરાગ્ય સ્તવનો વગેરે કંઠસ્થ કરેલા હોવાથી બાર ભાષામાં લોકોને તત્વજ્ઞાન આપતાં રહ્યા.

જન્મમાં પહેલીવાર તેઓશ્રીએ શ્રી સિદ્ધાચલની યાત્રા કરી. અને એવાં જ પુણ્ય ઉપાર્જનના અનન્ય પ્રભાવે એક બાજુ ભક્તિ અને બીજી બાજુ વૃદ્ધિ થઈ જ્ઞાનયોગની. તે પછી સૌરાષ્ટ્રમાં વળા, રાજકોટ, ભાવનગર, મોરબી, સાવરકુંડલા, છત્રાસા વગેરે ક્ષેત્રોમાં ચાતુર્માસ કરીને જૈન-અજૈન શ્રોતાઓ પર અત્યંત પ્રભાવક ઉપકાર કર્યા કે લોકોએ 'સૌરાષ્ટ્ર કેસરી' નામથી બિરદાવ્યા. ત્યારથી તેઓ મૂળ નામને બદલે 'સૌરાષ્ટ્ર કેસરી' નામથી પ્રસિદ્ધ થયા. સાથે સાથે મુંબઈ-મહારાષ્ટ્ર, મારવાડ ક્ષેત્રોના વિવિધ સ્થળોએ દેવદર્શન સાથે વિચરીને સ્વ-ઉપકાર સાથે પરોપકારની સાધના કરતા રહ્યા.

વિ. સં. ૨૦૩૫માં અમદાવાદમાં નાગજી ભૂધરની પોળના સંઘે તેઓને આચાર્યપદ પ્રદાન કર્યું.

પ. પૂ. આ. શ્રી વિજયભૂવનરત્નસૂરિજીનો વિશેષ પરિચય તો નથી પણ સાંભળવા પ્રમાણે તેઓશ્રીમાં બે મુખ્ય ગુણ હતા.

(૧) શુદ્ધ તત્ત્વ-દેશના. (૨) સતત સ્વાધ્યાયનો રસ.

સ્વાધ્યાયમાં એવા તત્પર-તલ્લીન રહેતા કે કોઈ ગૃહસ્થ વંદન કરવા આવે, મળવા આવે ત્યારે પાંચ મિનિટ થતાં જ તુરત જ મંગલિક સંભળાવી દેતા. તેથી ગૃહસ્થ તુરત જ વિદાય થતાં. તેમજ લઘુતા, વૈરાગ્ય વગેરે વિવિધ ગુણોએ તેમનું જીવન પ્રશસ્ય બન્યું.

વિશદ વ્યાખ્યાનકાર એવા તેઓશ્રીમાં એક વિશિષ્ટ સૂઝ હતી કે વ્યાખ્યાન કર્યા બાદ જણાવેલ તત્ત્વજ્ઞાનની નોંધ પોતે કરી લેતાં. એ

જ્ઞાનયોગપૂર્વકના તપ થકી જ ઇચ્છાઓનો
નિરોધ ઘણી સહેલાઈથી થાય.

નોંધ-સંગ્રહને પુસ્તકરૂપે છપાવતાં, તેમાં મુખ્ય જે નીચે છે.

| | | |
|---|---|---|
| (૧) રસાધિરાજ | (૪) અમીઝરણા | (૭) દર્શનવિશુદ્ધ |
| (૨) મોહમુક્તિ | (૫) મુક્તિનું મંગળદ્વાર | (૮) પ્રશાંતવહિતા |
| (૩) તત્વત્રિવેણી | (૬) મનોવિજ્ઞાન | (૯) મહાવીરદર્શન |

આદી લગભગ, ૨૦ જેટલા પુસ્તકો છપાવી સંઘને ભેટ આપ્યા છે. આજે પણ તે પુસ્તકો વાંચતા સાક્ષાત્ તેમના વિશદ વ્યાખ્યાન સાંભળ્યાનો સ્વાદ મૂર્તિમંત થાય છે.

અનેકાનેક ચાતુર્માસો અનેકવિધ તીર્થોની યાત્રા જે પોતાની નિશ્રામાં નાના-મોટા કેટલાય છ'રીપાલિત સંઘો કઢાવી, ઉદ્યાપનો, ઉપધાનો પ્રતિષ્ઠા-મહોત્સવો વગેરે શાસનપ્રભાવનાના કાર્યો કરતાં જ રહ્યા.

પરંતુ, વિક્રમ સં. ૨૦૪૩ના ચાતુર્માસ માટે મુંબઈ-વાલકેશ્વર સંઘની વિનંતીનો સ્વીકાર કરી તેઓએ વિહાર કર્યો. પણ, ભવિતવ્યતાને યોગે પાલેજ જતાં હાર્ટ-એટેકનો દુઃખાવો સતત ઉપડ્યો. તેથી પાછા ફરી વડોદરા જતાં રસ્તામાં કરજણ પાસે મહામંત્રનું શરણ... સ્મરણ કરતા કાળધર્મ પામ્યા.

એ રીતે તેઓશ્રી પોતાના જીવનથી સ્વ પર ઉપકાર કરી જીવન સાફલ્ય મેળવી ગયા. તેઓશ્રીના આત્માને પરમપદની પ્રાપ્તિ થાય એજ અભિલાષા.

અમદાવાદ

— આચાર્યભદ્રંકરસૂરિજી મ.

આત્મ સ્વભાવમાં મગ્ન થાય તો એક જ ભવમાં બેડો પાર.

# લબ્ધ પ્રતિષ્ઠ પ્રવચનકાર

પૂ. આચાર્યશ્રી વિજયભુવનરત્નસૂરિજી મહારાજ જૈન શાસનમાં લબ્ધ પ્રતિષ્ઠ પ્રવચનકાર હતા.

સૌરાષ્ટ્રમાં વર્ષો સુધી વિચરી તેમણે વ્યાખ્યાનો દ્વારા જૈનધર્મનો ઘણો પ્રચાર કર્યો હતો. કર્મવાદના જટિલ પદાર્થોને સરળતાપૂર્વક સમજાવવાની તેઓની આગવી શક્તિ હતી. તેઓની સાથે ઘણી ઘણી વખત મળવાનું મન થયું છે. જ્યારે જ્યારે મળ્યા છીએ ત્યારે ત્યારે આત્મીયતાપૂર્વકની જ્ઞાનગોષ્ઠી કરી ઘણો આનંદ મેળવ્યો છે.

શાસનદેવ તેઓને પરમશાંતિ સમર્પે !! એજ ભાવના.

શ્રી અમૃતસૂરી જ્ઞાનમંદિર
દોલતનગર, બોરીવલી,

— વિજયદેવસૂરિ
— વિજયહેમચન્દ્રસૂરિ

જીવને આત્મ સ્વભાવમાંથી જ સુખ કે આનંદની પ્રાપ્તિ થવાની.

# યથાર્થનામા સૂરિશ્વરજી !

"वाणी बहुगुणवाणी, सगुणगुणा वण्णिआ जीह ॥"
( गुरुप्रदक्षिणाकुलकम् )

ઉપવનમાં કેટલીય જાતનાં પુષ્પો વિકસે છે. અને સમય જતાં કરમાઈ જાય છે.

પણ તે જ પુષ્પો પાસે માનવીનું આકર્ષણ થાય છે જેની પાસે સૌરભ, સૌંદર્ય તથા સુકોમળતા છે.

સંસાર-ઉપવનમાં પણ કંઈ જીવો જન્મને ધારણ કરે છે અને આયુષ્ય ખતમ થતાં પરલોકના પ્રવાસે ઉપડી જાય છે.

તે જ માનવજીવનને સાર્થક કરી જાય છે જેણે જીવીને સદ્ગુણોની સુવાસ પ્રસરાવી, પરમાર્થની પાવનગંગા વહેવડાવી કંઈ જીવોને આત્મોથાનના સોપાનને ચઢાવ્યા છે.

આવા જ યથાર્થનામાં ભુવનમાં રત્ન સમ પ્રકાશતાં આચાર્યશ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજી મહારાજ પોતાની આગવી વિશિષ્ઠ વ્યાખ્યાન કોવિદતા, વિશુદ્ધ ચારિત્રપાલન, નિઃસ્પૃહતા આદિ ગુણ-પુષ્પોના પ્રભાવે કહો કે પ્રતાપે ૪૭ વર્ષના સંયમપર્યાયમાં જે જૈનશાસનની પ્રભાવના પ્રસરાવી ગયા તેને જૈન સંઘ કદી પણ ભૂલી શકશે નહીં.

તેઓશ્રીના કાળધર્મથી સાચે જ શ્રમણસંઘના આકાશેથી એક તેજસ્વી તારલો ખરી ગયો, જેની ખોટ પૂરાય તેમ નથી.

આપણે સહુ તેઓશ્રીનો આત્મા જ્યાં હોય ત્યાં પરમશાંતિને પામે એવી શાસનદેવને અભ્યર્થના સાથે તેઓશ્રીમાં રહેલ ગુણ-પુષ્પને ગ્રહણ કરી જીવનને પરમોજ્જવલ બનાવીએ.

(શ્રાવસ્તી તીર્થ, યુ. પી.) કર્ણાટક કેસરી આ. શ્રી વિજયભદ્રંકર
સૂરિશ્વરજીના શિષ્યરત્ન
આ. શ્રી પુણ્યાનંદસૂરિ

**આત્માની પ્રભુતા આત્માના ઘરમાં જ છે ક્યાંય બહાર નથી.**

# અલ્પ પરિચય... અમીટ પ્રસંગો... નહીં ભુલાય...!

આચાર્યો છે જિનધરમના દક્ષવ્યાપારી સૂરા...

ત્યારે મેં સંસારી અવસ્થામાં ૯માં ધોરણની પરીક્ષા આપેલી. પછીથી વેકેશનનો સમય હતો. એ વખતે પ. પૂ. મુનિ ભગવંત શ્રી ભુવનવિજયજી મહારાજ સાહેબ ( પછીથી 'સૌરાષ્ટ્ર-કેસરી ' આચાર્ય દેવેશ શ્રીમદ્ વિજયભુવનરત્નસૂરિશ્વરજી (મહારાજ)ની નિશ્રામાં અમરેલીથી શત્રુંજયના છ'રી પાળતા યાત્રાસંઘમાં જોડાવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. ઈત્તરોને અને નવા નવા આરાધકોને પણ ધર્મના માર્ગે જોડી દેતી એમની લોકભોગ્ય કાઠિયાવાડી ભાષામાં નિસરતી વાણી સાંભળવાનું પણ પુણ્ય જાગ્યું.

એ વખતે કાનજીસ્વામી તરીકે ઓળખાતા એ સ્વામીજીએ નિશ્ચયનયની દેશના આપી, વ્યવહારમાર્ગથી લોકોને દૂર કરવાનું ચલાવી રહ્યા હતા. પૂ. પાદ આચાર્યશ્રીએ આ દેશનાનો ખૂબ જોરદાર વિરોધ કરી ઉન્માર્ગે જતા લોકોને અટકાવવાનું અને ઉન્માર્ગે ગયેલાઓને પાછા વાળવાનું મહાન કાર્ય કરેલું. અમારો સંઘ ઘેટી ગામે પહોંચ્યો ત્યારે એમના આ ગુણનું જ જાણે સન્માન કરવા ગચ્છાધિપતિ પૂ. પાદ આચાર્ય દેવેશ શ્રીમદ્ વિજયરામચંદ્ર સૂરિશ્વરજી મહારાજ પાલીતાણાથી ઘેટી પધાર્યા અને સ્વ. પૂ આચાર્યદેવની ઉપબૃંહણા કરેલી.

ધન્ય આચાર્ય દેવ ! ધન્ય જિનવાણી !

શાહુપુરી, આચાર્ય શ્રીમદ્ વિજયભુવનભાનુસુરિશ્વર
કોલ્હાપુર ( મહારાષ્ટ્ર )

કર્મની કઠણાઈ હોય તો જ અનંતગુણનો
વૈભવી આત્મા પુદગલ દ્રવ્યના સંગને ઝંખે

# વિશદ વ્યાખ્યાનકારની ચિર વિદાય...

'સૌરાષ્ટ્ર કેસરી', 'વિશદ વ્યાખ્યાનકાર', આચાર્ય શ્રી વિજયભુવનરત્નસૂરિજી મ.ના પરિચયમાં આવનાર ગુણપક્ષપાતિ મહાનુભાવોને તેઓની રત્નત્રયીની આરાધનાની પ્રતિભાના દર્શન અચૂક થતાં.

વાસ્તવિક પરિચય તો જ્યારે તેઓ વ્યાખ્યાન કે પ્રતિક્રમણમાં અથવા સ્તવન સજ્ઝાયો કે પદો જ્યારે બુલંદ પણ મધુરકંઠે લલકારતા હોય ત્યારે તો તેઓ કેવા અપૂર્વ ભાવોમાં ડુબકી મારી અંતરની મસ્તી મેળવતાં હશે, તે કલ્પના પણ ન કરી શકાય.

પ્રશમરતિ, ઉપદેશમાળા અને જ્ઞાનસારને તો તેઓએ આત્મસાત્ બનાવ્યા હોય તેમ તેઓના વકતવ્યમાં શ્રોતાઓને લાગ્યા વિના ન રહે. પૂ. શ્રી આનંદઘનજી મ., પૂ. શ્રી દેવચંદ્રજી. મ., તથા અજૈન કવિઓના અધ્યાત્મપદો કે ચિંતકોને તે રીતે રજૂ કરતાં કે શ્રોતાઓને તે અમૃતપાનમાં ગળાબૂડ ડુબાડી દેતાં.

ભગવાનશ્રી નવપદજીનો પણ તાત્વિક, તાર્કિક રીતે પરિચય આપવા સાથે શ્રીપાળરાજાના રાસ જે રીતે રજૂ કરતાં કે જે ગુણાનુરાગી પૂજ્ય આચાર્ય ભગવંતાદિ સાધુ-સાધ્વીજીઓ પણ તે સાંભળવા જિજ્ઞાસા બતાવતાં અને સાંભળીને આનંદવિભોર બની જતાં.

પરંતુ, હવે આ બધી હકીકતો તો ભૂતકાળના વ્યવહારથી સ્મરણ કરવાની રહી. બાકી તો તેઓના સ્વર્ગવાસથી એક વિશદ વ્યાખ્યાનકાર આચાર્યશ્રીની ખોટ વર્ષો સુધી ન પુરાય તેમ લાગે છે.

શ્રી નેમીસૂરી જ્ઞાનમંદિર
પાંજરાપોળ, અમદાવાદ

આ૦ શ્રી ચંદ્રોદયસૂરિશ્વરજી મ.

જગત આખું એકવત્ ભાસે ત્યારે
પુદ્ગલભાવ તરફનો અભિરુચિ ફૂટે.

# રાજસ્થાની 'સૌરાષ્ટ્ર કેસરી' બન્યા

આચાર્ય શ્રી વિજયભુવનરત્નસૂરિજી મહારાજનો પ્રત્યક્ષ પરિચય તો બહું ઓછો–ફક્ત એક જ વાર થયો છે; પરંતુ તે એક વખતના પરિચયમાં પણ તેઓના સરળ સ્વભાવનો અને વૈચારિક સ્પષ્ટતાનો જે પરિચય થયો તે યાદગાર બની રહે તેવો છે.

તેઓની વ્યાખ્યાનશક્તિ અનેરી અને અનોખી હતી; વ્યાખ્યાનમાં તત્વજ્ઞાન અને અધ્યાત્મચિંતનની પ્રધાનતા રહેતી એવું પણ ઘણા રસિયાઓના મુખે સાંભળ્યું છે. તેમની આ શક્તિને કારણે જ તેઓ 'સૌરાષ્ટ્ર કેસરી' તરીકે પ્રખ્યાત હતા.

સાધુજીવનની એક વિશિષ્ઠતા એ છે કે સાધુ જન્મે ગમે તે પ્રાંત કે સ્થળના હોય પણ સાધુ બન્યા પછી તો તે તેના જન્મસ્થાનથી નહિ પણ પોતાના કાર્યોથી અને કાર્યક્ષેત્રથી જ ઓળખાય. સ્વ. આચાર્ય શ્રી જન્મે ભલે રાજસ્થાનના હતા, પણ તેઓનું કાર્યક્ષેત્ર બન્યું સૌરાષ્ટ્ર. સૌરાષ્ટ્રમાં તેઓ વિચર્યા અને પોતાની શક્તિઓનો ક્ષયોપશમ તેમણે સૌરાષ્ટ્રની ધરતી ઉપર જ એવો વિકસાવ્યો કે તેઓ રાજસ્થાની છતાં તેમની ખ્યાતિ 'સૌરાષ્ટ્ર કેશરી'ના નામથી થઈ.

આવા વિદ્વાન અને શાસન પ્રભાવક આચાર્યશ્રીના કાળધર્મથી તેમના સમુદાયને તો ખરી જ, પણ સાથે સંઘને પણ એક સારા આચાર્યમહારાજની ખોટ પડી છે. પણ તેમના ગુણોની મહેંક સર્વત્ર ચિરકાળ સુધી મહેકતી રહેશે. સ્વ. આચાર્ય મહારાજના આત્માને શાંતિ અને પ્રભુશાસન મળે તેવી પ્રાર્થના.

સાબરમતી, રામનગર,
અમદાવાદ

આ. શ્રી વિજયસૂર્યોદયસૂરિ

શે ઉદ્ધાર થાય ! મોહ સાથે જ જીવે મૈત્રી
બાંધી છે. મોહ જ મોક્ષનો અંતરાય

## तेजस्वी प्रभावक जैनाचार्य थे।

'सौराष्ट्र केसरी' 'शासन प्रभावक' आचार्यश्री भुवनरत्नसूरिजी महाराज जिनके अल्प परिचयमें आनेका मुझे अवसर मिला है। एकदम निखालस, स्पष्ट विचारधारावाले तेजस्वी प्रभावक जैनाचार्य थे। उनसे मिलनेवाले व्यक्तियोंको उनकी आत्मीयता सहजमें आकर्षित करती थी। विचारोंमे दृढता, कार्यमें निष्ठा, व्यक्तित्वमें आकर्षण, प्रवचनमें गंभीरता आदि कई विशिष्ठ गुण उनमें नजर आते थे।

जब-जब मुझे वे मिले उनके प्रेमपूर्ण व्यवहारसे में खूब प्रभावित बना। अपने जीवनकालमें उन्होंने खूब सुंदर जिन शासनकी प्रभावनाभी की हे।

उनके धर्मप्रवचनोसे अनेक आत्माओने अपनी श्रद्धा निर्मल की है। जिनशासनके उस महान आचार्यको मैं अपनी भावांजलि अर्पण करता हुँ।

बम्बई आचार्यश्री पद्मसागरसूरि महाराज

મોક્ષમાર્ગથી આપણે ઘણા દૂર પણ
અંતર-પટ્ટા માટે અંતર્મુખ બનવું જરૂરી.

# જૈન સંઘના સર્વોપરી શિરતાજ શ્રી મુળચંદજી મ.ની પરંપરાના તેજસ્વી રત્ન

દુર્ગમ સંસારે,
લાખો જીવ જન્મે ને મરે.
પણ; તેની જ,
આંગળીના વેઢે અંગૂઠો કરે ગણતરી.
જેણે જન્મીને જીવી જાણ્યું ને જીવીને જાણ્યું મરી.

સુપ્રસિદ્ધ સ્વર્ગસ્થ આચાર્યશ્રી વિજયભુવનરત્નસૂરિજી વિશિષ્ટ સહ વિરલ વ્યક્તિત્વને વરેલા હતા. નાની ઉંમરથી જ તેજસ્વી પ્રતિભા ઉપસવા લાગી. પરમેશ્વરી પ્રવજ્યા ગ્રહણ; વિવિધ રીતે ઉત્તમજ્ઞાન સંપાદન જોતા. વિરલ પ્રતિભાનાં દર્શનની ક્ષિતિજે પ્રાથમિક વયથી જ વક્તૃત્વકલા દ્વારા પાટ શોભવા માંડી. વિકસતી જતી આ કલામાં શ્રોતાઓનું વશીકરણ થાય તેવા જ આનુષાંગિક, અભિનયાદિ ગુણો ભળ્યા. અને તેમની વ્યાખ્યાન શૈલી પર શ્રોતાઓ હંમેશાં મુગ્ધ બન્યા. ને જૈનશાસન પર અનન્ય અનુરાગ, પ્રભુઆજ્ઞા પ્રત્યે વફાદારી, ઊંડું શાસ્ત્રીય તત્ત્વજ્ઞાન, વિશાળ વાંચન, માનવજાત પ્રત્યે ઊંડા આદરની ભાવના જે કારણે જૈન-જૈનત્તરો સહુના શ્રદ્ધેય બન્યા.

કુશળ, સ્પષ્ટ, નીડરવક્તા તેઓશ્રી વ્યાખ્યાન દ્વારા જોવામાં આવતા પરંતુ વ્યાખ્યાનો આધ્યાત્મિક, તાત્ત્વિક ગૂઢ રહસ્યોથી ભરપુર રમૂજ શૈલીવાળા હતા. પ્રસંગોપાત તેઓશ્રી જૈન તેમ જ અજૈન કવિઓના મર્મજ્ઞ, વેધક રચનાઓ પુરાવા તરીકે બુલંદ અવાજે ગાઈને રજૂ કરતા. ત્યારે તેઓ ભારે ખીલી ઊઠતા. વ્યાખ્યાનોમાં જૈન સાથે અજૈનોની ઉપસ્થિતિ તે મહત્ત્વની એક નોંધનીય, દર્શનીય બાબત હતી. પેલા સિદ્ધાચલ સ્તવનની પંક્તિ—'મારું મન મોહ્યું રે સિદ્ધાચલે રે' એને ફેરવીને

વસ્તુ તેટલી ખરાબ નથી જેટલી તેની આસક્તિ.

'સહુનું મન મોહ્યું રે ભુવનરત્નજીની વાણીએ રે'—એમ બિરદાવીએ તો તે ખોટું નથી. આવા જૈન સંઘના પ્રથમ હરોળના ગણાતા વક્તાઓમાં પ્રશંસનીય ગામેગામથી યદયાત્રા સંઘ કઢાવવા માટેના સફળ ઉપદેશક તરીકે ખ્યાતનામ હતા.

'પદયાત્રા'ને તેઓશ્રીને આ શબ્દ સહ ઘેલું લાગ્યું હતું. ગુજરાતી માણસના ગુણ ભાવતી મીઠાઈ અરોગીને દાળ-ભાત વગર સંતોષ શી રીતે થાય? તેમ ચોમાસું ગમે તેટલું સંતોષકારક જાય પણ તે ગામેથી જો નાનો મોટો સંઘ ન કઢાવે ત્યાં સુધી તેઓશ્રીને શેં ધરપત રહે. પદયાત્રા–સંઘ એ તો જાણે તેમના જીવનનું એક સીમાચિહ્ન! સેંકડો, હજારો ભવિજીવોને ધર્મમાર્ગે જોડવા, જોડેલાને વધુ દૃઢ કરવામાં તેમનો ફાળો ખરેખર અસાધારણ છે જ.

તેમના જીવનની યશસ્વી કારકિર્દીનું પ્રતીક પુણ્યસ્મૃતિરૂપ થલતેજમાં ઊભું થયેલું ધાર્મિક સ્થાન વરસો સુધી હજારો લોકોને આત્મિક કલ્યાણ કરનારું, ખરેખર યાદગાર બની રહેશે.

જૈન તાત્ત્વિક ગહન વિષયના સફળ લેખક હતા. સાક્ષીરૂપ તેમના લખેલા ગ્રંથો છે. આ પુસ્તકો દ્રવ્યાનુયોગના અથવા તત્ત્વજ્ઞાનના રસિયાઓ માટે આત્મકલ્યાણાર્થે ઘણું મોટું ભાથું પુરું પાડે તેમ છે.

ઘટના નાની સૂની, વિવાદની છે પણ ગુરુદેવના અનેકગુણ દર્શન સહ વિનયનો તેજ પ્રકાશ, વફાદારીની ચમક બતાવે છે આ ઘટના વાત નોંધવી મહત્ત્વની હોઈ રજૂ કરવાની ઇચ્છા રોકી નહીં શકતા–નીચે રજૂ કરું છું.

એક વર્ષ પહેલા તપગચ્છ સંઘમાં સંવત્સરી અકલ્પનીય દુઃખદ જે વિવાદને તેમાંથી વંટોળ ઊભા થયા ત્યારે સ્વ. આચાર્યશ્રી ઉપર સોમવાર પક્ષમાંથી રવિવાર પક્ષમાં ખેચી જવા માટે ચારે બાજુથી દબાણ થયું. તે વખતે તેઓશ્રીએ ઠેઠ સુધી જવાબ આપી રહ્યા હતા કે હું તો આચાર્ય યશોદેવસૂરિજી જે કરશે અથવા તેઓ જે કરશે તે જ કરવાનો છું. અસાધારણ દબાણ થયું ત્યારે તેઓએ કહ્યું. મારા વડીલ પૂજ્ય આચાર્યશ્રીજી પાલીતાણા બિરાજે છે. ત્યાં જાવ ને સંમતિ

---

બધી વાતો ઉંડાણથી જ વિચારાય તો જ અંતર્મુખ બનાય.

લઈ આવો, મને રવિવાર કરવામાં વાંધો નથી. એક જ જવાબ! અને આ એમના ઉદ્ગારો. જે એમની મહાનતા, યોગ્યતા વિનયશીલ વ્યક્તિત્વને ચાર ચાંદ લગાવે છે. મારી સાથે તો બહુ જ અલ્પ પરિચય-નાતો હતો. પરંતુ ઉપરોક્ત પ્રસંગને લઈ તેમના પ્રત્યે મનમાં આદર ને શ્રદ્ધા ભાવની માત્રા વધી હતી. એક વડીલ પ્રત્યેની વફાદારી ભારે કટોકટીના પળમાં પણ હિંમત, ધૈર્ય રાખી જાળવવી. જે સૌ કોઈને માન ઉપજાવે તેવી ઘટના છે. સંવત્સરી નિમિત્તે, શિષ્યો પોતાના ગુરુ પ્રત્યેની વફાદારી છોડી બેવફા બની ગુરુદ્રોહી, સંઘાડાદ્રોહી બન્યા હોય તેઓ માટે આચાર્યશ્રીજીનો આ દાખલો બોધપાઠ આપી જાય તેવો છે.

સ્વ. પૂ. આચાર્યશ્રીએ અમારી છઠ્ઠી પાટે થયેલા જૈનસંઘના સર્વોપરિ શિરતાજ તરીકે માન્ય થયેલા પૂ. પા. આચાર્યશ્રી મૂલચંદજી મહારાજની પરંપરાના જ સાધુ હતા. આજથી ત્રીજી-ચોથી પેઢીએ અમારા જ કૌટુંબિક ને સંબંધિત સાધુ હતા. ને અમારા વિશાળ સાધુ સંઘના એક તેજસ્વી રત્ન સમાન દેદીપ્યમાન સાધુ હતા. અમારા સંઘાડાની જ એક શોભાસ્પદ વ્યક્તિની વિદાય થઈ છે. એનું ખરેખર અમને ભારે દુઃખ ને રંજ છે. અમારા માટે શાસન કાજે ભારે મોટી ખોટ છે. તેઓશ્રીનો વિદેહી આત્મા જ્યાં હોય ત્યાં પરમશાંતિ પામે એ જ સહુની શુભકામના.

સ્વાભાવિક છે કે તેઓશ્રીના વિનયશીલ શિષ્યરત્ન મુનિશ્રી યશોવિજયજી પોતાનું શક્તિશાળી શિરછત્ર જતાં ભારે વ્યથા અનુભવે પરંતુ मरणं प्रकृति विकृति जन्म उच्यते એ ઉક્તિને યાદ કરીએ. આપણે સહુ રીટર્ન ટીકીટ સાથે આવેલ મુસાફરો છીએ. जातस्य हि ध्रुवम् मृत्यु : એટલે જેનો જન્મ તેનું મૃત્યુ અવશ્ય જ છે. મરણ એ તો જીવની પ્રાકૃતિક અવસ્થા છે. એમ સમજી સમ્યત્વ જાળવી તેઓ ગુરુ માર્ગે ચાલી ગુરુકૃપાથી જ જૈનશાસનની પ્રભાવના કરનારા બની રહે તેવી સહુ વતી શુભકામના.

જૈન સાહિત્ય મંદિર, પાલીતાણા — આ૦ શ્રી યશોદેવસૂરિજી

---

સંયોગનું સુખ અણુ તુલ્ય ને વિયોગનું
દુઃખ મેરૂ તુલ્ય, સાચું-આત્મસુખ.

# ગચ્છના અધિપતિ...સમુદાયને અટુલો મૂકી ચિરકાળની વાટે

જ્ઞાન વિજ્ઞાનના વિશાળ રત્નાકર, સૌમ્યતાની પાવનમૂર્તિ, સ્વાધ્યાય રોચક, પુણ્યમૂર્તિ, વાત્સલ્યવારિધિ, ગચ્છના અધિપતિ પ. પૂ. આચાર્યશ્રી વિજયભુવનરત્નસૂરિજી મ.સા. આજની દુનિયામાંથી વિદાય લઈ કોઈ નવીન જ દુનિયામાં તેઓશ્રીનો પ્રવેશ થઈ ચૂકયો છે. આજ સંપૂર્ણ જૈન સમુદાયને અટુલો મૂકી ચિરકાળની વાટે ચાલી નિકળ્યા.

તેઓશ્રીએ કોઈની ઉપર મોહનો પડછાયો પણ ન રાખ્યો હતો. ફક્ત આત્મધ્યાનમાં આસક્તિ સિવાય જેઓની અન્યમાં રુચિ ન હતી. પુદ્ગલ પરમાણુઓમાં જાણે આત્મસાત જોઠાયેલો હોય તેવા પ્રકારના તેઓના વર્તન તેમજ સર્વને આ જ હિતશિક્ષા આપતા નીચે લખેલ શ્લોક જાણે એજ યથાર્થતા મૂર્તિમંત કરે છે.

'रत्नान्न परं ही रत्न', चारित्रवित्तान्न परं हि वित्तम् ।
चारित्रलाभान्न परोहि लाभ, चारित्रयोगान न परोहि योगः ।। અર્થાત્

તેઓશ્રી દરેકને સુંદર રીતે સમજાવતા કંઈક આત્માઓ દેશવિરતિ તેમજ સર્વવિરતિના માર્ગે આવવા તત્પર બનતાં. તેટલું જ નહિ.

શ્રાવકના કર્તવ્યમાં તીર્થયાત્રાનો મહિમાં ખૂબ જ છણાવટથી સમજાવતાં કે જાણે પોતે જ તીર્થરૂપ બની અન્યને તીર્થમય બનાવી દેતાં, તીર્થસંઘો કઢાવતાં.

તેઓશ્રીનાં જવાથી સમસ્તસંઘોને ખૂબ જ મોટી ખોટ પડી છે. તેઓની વિરહવેદના અમારા જેવાને આકુળ-વ્યાકુળ બનાવી દે છે. અમારા અંતરની એ જ શુભેચ્છા છે કે તેઓશ્રીનો આત્મા જ્યાં હોય ત્યાંથી શાસનતા કાર્યોમાં સહાયભૂત કરનાર થાય. અમારા અંતરપટને નિર્મળ, સ્વચ્છ બનાવવામાં શુદ્ધ ચારિત્રમય જીવન વિતાવવામાં સહાયભૂત બને. મોહની અટપટી વાંકી ચૂકી ગતિમાંથી છોડાવનાર બને.

ગિરિવિહાર, પાલીતાણા — સ્વયંપ્રભસૂરિ

**નિજગુણમાં રમણતા કરનાર જીવ-ત્રણ ભુવનનો બાદશાહ.**

# હે! તારણહાર! કેમ, વિસારૂં તારા અગણિત ઉપકાર

શ્રી જૈનશાસનમાં ગામેગામ વિચરીને વર્ષો સુધી પોતાની જ્ઞાન-જ્યોતથી અનેકોના જીવન ઉજાળનાર એવા દિપક સમાન શાસનપ્રભાવક 'સૌરાષ્ટ્ર કેસરી' પરમ પૂજ્ય આચાર્યશ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજી મ. સા. કે જેઓને નાની વયમાં નાસિક જિલ્લાના યેવલા મુકામે પરમ પૂજ્ય યોગનિષ્ઠ આચાર્ય શ્રી વિજયકેશરસૂરિશ્વરજી મ. સા.ના શિષ્યરત્ન પરમ પૂજ્ય પંન્યાસશ્રી ચંદ્રવિજયજી મ. સા. તથા મુનિરાજશ્રી પ્રભાવવિજયજી આદિ પૂજ્યોનો પરિચય થયો. અને પ્રવચન શ્રવણ તેમજ સદ્‌ગુરુના પરિચયથી પૂર્વભવના સંસ્કારો જાગૃત બનતાં સંયમની ભાવના થઈ. અને ગુરુ ભગવંતોની નિશ્રામાં રહીને અભ્યાસ કરવા લાગ્યા. તેઓ પશ્ચિમ ખાનદેશના શીરપુર ગામે ધામધૂમપૂર્વક સંયમ ગ્રહણ કરીને જ્ઞાન, ધ્યાનમાં આગળ વધ્યા.

તેઓ જે જ્ઞાન-ધ્યાનમાં આગળ વધ્યા તેમાં તેઓશ્રીના વડીલ બંધુ મુનિશ્રી પ્રભવવિજયજી મ.ની અથાગ મહેનત હતી. પોતાની યોગ્યતા અને ગુરુ ભગવંતોની નિશ્રામાં તેના યોગે થોડા સમયમ પ્રવચન-લબ્ધિ પ્રાપ્ત કરી. મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, રાજસ્થાન, મધ્યપ્રદેશ બિહાર, બંગાલ, ઓરિસ્સા, કચ્છ વગેરે પ્રાંતોમાં વિચરીને અપૂર્વ શાસન-પ્રભાવના કરી. સૌરાષ્ટ્રમાં તો વીશ-બાવીશ ચાતુર્માસ કરી નાના-મોટા દરેક ગામમાં પોતાના પ્રવચન દ્વારા અનેકોને શાસનના રસિયા બનાવ્યા.

ગમે તેવા ઉજ્જડ હૃદયમાં વૈરાગ્ય બીજારોપણ અને તત્વામૃતનુ સીંચન કરી નંદનવન સમાન બનાવવાની આવી અપૂર્વ કળા તેઓની પાસે હતી. આગમોના જ્ઞાનની સાથે તે જ્ઞાનની પુષ્ટિ આપે તેવા સ્તવનો, પદો, ભજનો વગેરેથી વાસતિ જેઓની દેશના હતી. દેવચંદ્રજી, મહોપાધ્યાય યશોવિજયજી, આનંદઘનજી અને શ્રીમદ્‌જી આદિના

ફરી જન્મ લેવો એ જીવનો અપરાધ પણ મરવું એ નહીં.

સ્તવનો, પદોનો વિગેરેનો અખૂટ ખજાનો તેઓની પાસે હતો. સાથે સાથે કબીર, સુરદાસ, અખોભગત, ભોજાભગત, મીરાંબાઈ વગેરેના ભજનો પણ કંઠસ્થ હતા. પ્રસંગે પ્રસંગે મધુર કંઠે એવી રીતે લલકારતા કે. સાંભળનારા તનમય બનીને ડોલવા લાગતા. પૂજ્યશ્રીના પ્રવચનોમાં મંડણુ આત્મક શૈલી હતી. જુદા જુદા ધર્મ અને સંપ્રદાય વાળા એટલે જૈન–જૈનેતર દરેકને તેમની વાણી પ્રેરક બનતી.

તેમના પ્રવચનોમાં વિતરાગની વાણી વિરુદ્ધ કોઈપણુ પ્રરૂપણા ન થઈ જાય તેના માટે પોતે રાત–દિવસ સ્વાધ્યાયમાં મગ્ન રહી તે જ્ઞાનામૃતનું પાન પોતે કરતા. અને તેઓશ્રીના પ્રવચનમાં આવનારને તે જ્ઞાનામૃતનું પાન કરાવતા. ગમે ત્યારે પણુ તેઓની પાસે કોઈ પણુ જઈને નિરીક્ષણુ કરે તો સ્વાધ્યાયમાં મગ્ન બનેલા જ દૃષ્ટિગોચર થતા. જ્યારે પોતે સ્વાધ્યાયમાં લીન બન્યાં હોય ત્યારે કોઈપણુ તેઓશ્રી પાસે જાય અને પ્રસંગ ઉપસ્થિત કરી, વાત કરવા ઇચ્છનાર ઉપર કોઈ કોઈ વાર ગુસ્સે થતા અને ટૂંકમાં પતાવી રવાના કરી દેતા. તેઓશ્રીના જીવનમાં બસ, શત્રુરૂપે કોઈ પણુ લાગેલ હોય તો તે સ્વાધ્યાયમાં ખલેલ પાડનાર. પોતે પ્રવચન–લબ્ધિને વરેલા એટલે તેઓશ્રીના પ્રવચનમાં લોકસંખ્યા વિશેષ રહેતી.

થોડા વર્ષો પહેલાં મુંબઈ પાયધૂની સ્થિત શ્રી નેમિનાથના ઉપાશ્રયમાં તેઓશ્રીનું ચાતુર્માસ હતું. ભાવિકો વિશાળ સંખ્યામાં પ્રવચનનો લાભ લેતા હતા. પાછળથી આવનારને શીડીમાં કે ગમે ત્યાં બેસવું પડતું. આ સ્થિતિમાં સુધારાવાદી કેટલાક શ્રાવિકોએ પૂજ્યશ્રી ઉપર દબાણુ કરી માઈકનો ઉપયોગ કરવા કહ્યું. ત્યારે પૂજ્યશ્રીએ ઉત્તર આપ્યો. મારા ગુરુદેવને પત્ર લખી પૂછાવું અને આજ્ઞા આપે તો પછી જોવાશે. તે સમયે તેઓશ્રીના ગુરુદેવ પરમપૂજ્ય આચાર્યશ્રી વિજયચંદ્રસૂરિશ્વરજી મ. સા. અમદાવાદમાં બિરાજતા હતા. ત્યાં પત્ર આવ્યો. આ રીતે માઈક માટે લોકોનો આગ્રહ છે, વિશેષ સંખ્યામાં પબ્લિક લાભ લે એ માટે લોકોનો આગ્રહ છે એ કારણે કેટલાક આચાર્યો, મુનિ ભગવંતો વગેરે અહીં માઈકનો ઉપયોગ કરે છે તો મારે શું

કર્મોદયથી જ સુખ કે દુઃખ જીવને પ્રાપ્ત થાય છે.

કરવું ? કૃપા કરીને લખશો. ત્યારે તેઓશ્રીના ગુરુ અને મારા દાદાગુરુ આચાર્યદેવ અને હું અમે બે જ હતા. ત્યારે મને બરોબર યાદ છે. પૂજ્ય ગુરુદેવે તેઓશ્રીને ઉત્તરમાં લખ્યું, "પોતાનું ખોઈને બીજાને આપવાનો કોઈ અર્થ નથી. સાધુ આચાર મૂકીને લોકોનું ભલું કરવા નીકળનાર તે ખરેખર આગળ જતાં સાધુ આચારનું દેવાળું જ કાઢે છે. જે દેવાળિયો બને તે બીજાને શ્રીમંત કઈ રીતે બનાવી શકે. બીજા ગમે તે કરે તમારે તમારા આચારમાં જ સ્થિર રહીને જેટલાને આપી શકાય તેટલાને તત્વ આપજો. એમાં જ વક્તા અને શ્રોતાઓનું કલ્યાણ છે." જ્યારે જ્યારે માઈકની વાત નીકળતી ત્યારે ત્યારે પૂજ્યશ્રી કહેતા કે ગુરુ મુખે સાંભળો છો તે મંત્રવાણી છે અને એ જ વાણી માઈકથી સાંભળો એટલે યંત્રવાણી થઈ જાય છે.

આ રીતે પોતાના આચાર-વિચારમાં સ્થિર રહી અનેકોનું શ્રેય અને કલ્યાણ કરનારા એ પૂજ્યશ્રીનો પરિચય મને સંસારીપણામાં જીવનમાં પ્રથમવાર શત્રુંજયની યાત્રા કરી સ્નેહીની સાથે અમરેલી જવાનું થયું. ત્યાં પૂજ્યશ્રી બિરાજમાન હતા અને પોતાની મધુરવાણી દ્વારા ત્યાં અનેકોને આકર્ષી રહ્યા હતા. મેં સંવત ૨૦૦૫માં પ્રથમ જાહેર પ્રવચન સાંભળ્યું. જાહેર પ્રવચનનો વિષય 'બંધન-મુક્તિ' તેવું હતું. તેમાં આત્મા કયા કારણથી સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે ? તે પરિભ્રમણનો અંત લાવી કર્મોથી મુક્ત થવા માટે સર્વવિરતિ ચારિત્ર એ જ એક અનુપમ સાધન છે. સુંદર રીતે છણાવટની સાથે એ પ્રવચનમાં આત્મા પરમાત્મ દશાને વરે છે તે વ્યાખ્યાન સાંભળી જૈન ધર્મના સંસ્કારથી વિહિન જીવનમાં કોઈ સાધુનો કયારે પણ નિકટતા ન પામનાર એવા હૃદયમાં પૂજ્યશ્રીની વાણીએ એવી અસર કરી. જેના પ્રભાવે એક જ પ્રવચનમાં મને સંયમની તાલાવેલી લાગેલી. ત્યારબાદ ભવિતવ્યતાએ તેઓશ્રીના વડિલગુરુબંધુ પાસે ખેંચી લીધી અને ત્યાં અમદાવાદ ખાતે મારી દીક્ષા થયા બાદ કેટલાક વર્ષે પાલીતાણા ખાતે પ્રથમ મિલન તથા વંદન વગેરેનો લાભ મળ્યો તે ચાતુર્માસ પાલીતાણા અને બીજુ ચાતુર્માસ જામનગર પૂજ્ય આચાર્ય શ્રી વિજયચંદ્રસૂરિશ્વરજી

સુખ-દુઃખના દોષનું બીજા કોઈ પર દોષારોપણ
કરવું એ તો નર્યું અજ્ઞાન છે.

મ. સા. આદિની ગુરૂનિશ્રામાં જામનગરમાં ચાતુર્માસ તેમજ પદવી પ્રધાન કાર્યક્રમની ઉજવણી થયા બાદ પૂજ્યશ્રી રાજસ્થાન વગેરે તીર્થોની યાત્રા કરવા પધાર્યા. વર્ષો પછી પાછો અમદાવાદમાં ભેટો થયો. ત્યારબાદ પૂજ્યશ્રીની આચાર્યપદવી અમદાવાદમાં થઈ ત્યારે પણ થોડો સમય સાથે રહેવાનો પ્રસંગ મળ્યો.

જે અલ્પ સમયનો પરિચય, તેમાં જ્યારે પણ તેઓશ્રી તરફ નજર જતી કે બસ જ્ઞાન-ધ્યાન સ્વાધ્યાયમાં લીન જોવા મળતાં. રીતે પોતે જે જ્ઞાનની પ્રાપ્તિ કરી તે યોગ્ય જીવોને આપવા છેલ્લે અમદાવાદ-થલતેજમાં શ્રી મૂક્તિ કમલ કેશરચંદ્ર જૈન વિદ્યાપીઠની સ્થાપના કરવાનું વિચાર્યું. કાર્ય પ્રારંભ કરેલ પણ ભાવિની અકળ કલાને જોઈ, કોઈ પામી શકયો નથી. યોગ્ય જીવો તેમની પાસેનું જ્ઞાન મેળવે તે પહેલાં તો તેઓશ્રી ચૈત્ર સુ. ૧૪ના દિવસે પરલોકના માર્ગે પ્રયાણ કરી ગયા હતા.

અનેકોના ઉદ્ધારક શાસનપ્રભાવક અમારા ગચ્છાધિપતિના જવાથી શાસન તેમજ સમુદાયમાં મહાન ખોટ પડી છે. તેઓશ્રી તો સાધના દ્વારા પોતાનું જીવન ધન્ય બનાવી ગયા. આજે સમુદાય નિરાધાર બનેલ છે. તેઓશ્રી જ્યાં હોય ત્યાંથી અમીદૃષ્ટિ વરસાવી અમારાશ્રેય કલ્યાણને કરનારા થાઓ. એ જ અભ્યર્થના.

શ્રીઆદિશ્વર જૈન દેરાસર
વાલકેશ્વર, મુંબઈ-૬

આચાર્ય હેમપ્રભસૂરિ

જ્ઞાન અને ક્રિયાના સંપૂર્ણ સુમેળથી
જીવને મોક્ષ પ્રાપ્ત થાય છે.

# જૈન-જૈનેત્તર સમાજના આદરપાત્ર

જગતમાં અનેક જન્મે છે અને આયુષ્ય પુરું થયે મૃત્યુ પામે છે. પરંતુ જીવનમાં મૃત્યુ તેનું ધન્ય છે કે સ્વકલ્યાણ સાથે સર્વે ભવી જીવોનું પણ કલ્યાણ સાધી જાય છે. અહોભાગ્ય કહો યા ગુણવાદ શ્રદ્ધાંજલિ એ કે એવું ધન્ય જીવન જીવનાર આ. શ્રી વિજયભુવનરત્ન-સૂરિજી મહારાજ સાહેબનું છે જીવનદર્શન.

મહાપ્રભાવક દિપકસમા પૂજ્યશ્રી ફક્ત સોળ વર્ષની ઉંમરે અનંત ઉપકારી ભગવાન મહાવીરદેવે ઉપદેશેલા સુખના રાજમાર્ગે પ્રયાણ કરી, સંયમ, તપની આરાધના સાથે ન્યાય, વ્યાકરણ, આગમસાહિત્યના અભ્યાસમાં આગળ વધી આચાર્યપદ સુધી પહોંચી ટૂંકા પણ દિવ્યજીવન દ્વારા પ્રભુશાસનની મહાન પ્રભાવના કરી સર્વનું કલ્યાણ સ્વ સાથે લઈ જીવી ગયા.

ગુણશાળી ગુરુદેવ ! નિડર પ્રભાવશાળી વક્તા હતા. જૈનશાસ્ત્રોના રહસ્યોની જાણકારી સાથે રામાયણ, મહાભારત, ભગવદ્ગીતા, ઉપનિષદો વગેરે દર્શનોનું વિશાળ જ્ઞાન હતું. એ કારણે જૈન તેમ જ જૈનેતર એમ બન્ને સમાજોમાં તેઓશ્રીના પ્રવચનો આદર પામ્યા હતા. સામાન્ય માણસ પણ સમજી શકે તેવી સાદી સરળ વાત તે મધુરભાષામાં કહેતા.

તેઓશ્રીમાં વ્યાખ્યાન આપવાની અદ્ભૂતકળા હતી વિખ્યાત પ્રવચનકાર હતા. જે વિષય પર તેઓ વ્યાખ્યાન આપતા હોય તેના પ્રતિપાદનમાં વિવિધ દ્રષ્ટાંતો, સાથે વિષયના પોષણમાં સ્તવન સજ્ઝાય, પૂજાના ઢાળો, પૂજ્ય આનંદઘનજીના ગીતો વગેરે મધુર-પહાડી અવાજે ગાઈને શ્રોતાજનોને તપ-ત્યાગ-વૈરાગ્ય અને પ્રભુભક્તિના રસમાં તરબોળ બનાવવા સાથે આનંદવિભોર બનાવતા હતા !!!

ગુરુદેવ આપનો દ્રષ્ટિ-સ્વર પરિચય અજબ અસર જન્મનાર છે. સં. ૨૦૦૩ની સાલમાં ગૃહસ્થજીવનમાં અમારે ઘાટકોપર–મુંબઈ જવાનું

આશય શુદ્ધિપૂર્વકની ઉપયોગ સહિતનો
ક્રિયાને મહાપુરુષોએ અમૃતક્રિયા કહેલ

થયું. ત્યાં બાજુના ઉપાશ્રયમાં બિરાજમાન પૂજ્ય શ્રી "અબ હમ અમર ભયે ન મરેંગે" એ પૂજ્ય આનંદઘનજી મહારાજનું પદ ગાઈ રહ્યા હતા. એ પદ પહાડી અવાજમાં સાંભળતા તેઓશ્રીના પ્રથમવાર દર્શન-વંદનનો લાભ મળ્યો. આ પ્રથમ પરિચય થયા પછી અવાર-નવાર સૌરાષ્ટ્રના સત્તર ચાતુર્માસો દરમ્યાન ગૃહસ્થ જીવનમાં વલ્લભીપુર, રાજકોટ, જામનગર, ભાવનગર, શિહોર, એમ જૂદા જૂદા, સ્થળોએ તેમ જ સાધુજીવનમાં સં. ૨૦૩૮ની સાલમાં ઈર્લાબ્રીજ–મુંબઈ શ્રી નગીનદાસ જૈન પૌષધશાળામાં એક ધારા પંદર દિવસ તેઓશ્રીના આધ્યાત્મિક પ્રવચનો સાંભળવાની તક મળી હતી.

અવારનવાર સુખ-શાતાના પત્રો આવે ત્યારે પણ આત્માને પ્રેરણા મળે તે રીતનું લંબાણુ તેઓશ્રી કરતાં.—સં. ૨૦૪૨ અષાઢ સુદ–૭નાં જૈનનગર અમદાવાદથી તેઓશ્રી પત્રમાં જણાવે છે કે—"હમણા હમણાં મારી તબિયત નરમ રહે છે. મારી જિંદગીનો લાંબો ભરોસો નથી. અંતિમ આરાધનાનો સમય હવે આવી પહોંચ્યો છે નમિરાજર્ષિ જેવા મહાનપુરુષો થઈ ગયા જેઓ સદેહી છતાં વિદેહી જેવા હતા. મૂક્તજીવન સ્થિતિને અનુભવનારા હતા. દેહાધ્યાસ જે બહુ બૂરી દશા છે. દેહાધ્યાસ જેનો છૂટી જાય તે જીવ કર્મનો કર્તા ને ભોક્તા મટીને પરંપરા જ્ઞાતા ને દ્રષ્ટાં બને છે. જીવની અંદર સત્તાગત જે અનંતજ્ઞાનાદિ ગુણો રહેલા છે તે જો પ્રગટ થઈ જાય તો જીવ ત્રણ ભુવનનો બાદશાહ બની જાય. પોતાના જ વૈભવના માલિક જીવે બનવાનું છે. જીવની ખરી પ્રભુતા ત્યાં છે.

આ તો માત્ર એક દ્રષ્ટવ્ય નમૂના રૂપ લખાણ, આવા અનેક અધ્યાત્મક લખાણ પત્રો દ્વારા તેઓએ અમ ઉપર તથા અનેક ભવ્ય જીવને શાંતિ–શાતા સાથે અનંત ઉપકારો કર્યાં છે.

હે! સૂરિદેવ આપ તો અનંત ઉપકારી! બિહાર, બંગાળ, ઓરિસ્સા, કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત, મેવાડ, મારવાડ વગેરે ક્ષેત્રોમાં હજારો માઈલોનો વિહાર કરી પ્રભુવાણીના માધ્યમથી સંઘ-સમાજ સર્વ પર સારો ઉપકાર કર્યો છે. સાથોસાથ વ્યાખ્યાન શ્રવણ પછીના

ધર્મક્રિયાઓના લોપ કરનાર મહાપાપી છે.

સંસ્કાર ટકી રહે તે માટે પોતે આપેલ પ્રવચનો-વ્યાખ્યાનોનું યોગ્ય આલેખન કરી—'અખંડ જ્યોત, મનોવિજ્ઞાન, મંગળ પ્રસ્થાન, તત્ત્વ ત્રિવેણી, પ્રશાંતવાહિતા ભાગ-૧-૨ વગેરે પુસ્તકો પ્રકાશિત કરી જ્ઞાનજિજ્ઞાસાથી આત્માઓ પર મહાન ઉપકાર કર્યો છે.

તેઓશ્રીનું જીવન અનેક ગુણોથી ઝળહળતું હતું. નિસ્પૃહતા, નિખાલસતા, પરોપકારભાવ, ગુણાનુરાગ વગેરે ગુણો તે જ તારકોમાં શુક્ર તારાના તેજ સમાન પ્રકાશિત થતા રહેતા હતા. જેની ખૂબ અનુમોદના થાય તેવું હતું.

તેઓના દીર્ઘસંયમી, તેજસ્વી જીવનનો કંઈક અંશ આચરણમાં ઉતરે ને સુડતાલીશ વર્ષના દીર્ઘસંયમી જીવનદ્વારા સ્વ સાથે અનેકનું કલ્યાણ કરનારા એવા શાસન પ્રભાવક આચાર્ય ભગવંતશ્રીને ભાવભરી વંદના!!!

શ્રી જૈન સંઘ-સિહોર

મુનિશ્રી દર્શનવિજયજી મ.

જ્ઞાનની સાથે તપ-સંયમમાં પરાક્રમ
હોય તો તે સોનામાં સુંગધ સમાન.

# નિજ ઉપદેશે રે રંજે લોકોને ભંજે હૃદય સંદેહ

પ્રત્યક્ષ પરિચય તો કાંઈ જ નહિ. પણ પ્રવચને પારખ્યું, પામ્યું સૌભાગ્ય નસીબ. પાલીતાણાના મોતી કડિયાના ઉપાશ્રયમાં એકવાર તેમનું પ્રવચન સાંભળવાનું થયું. જોશીલી જબાન, હોશિલી હામ, ખળખળ વહેતી વાણી સરિતામાં વહી જવું ગમે એવી એમની પ્રવચન શૈલી જોઈ. પૂ. આચાર્યશ્રી ભુવનરત્નસૂરિજીમહારાજની આ પ્રવચનશક્તિ વિષે સાંભળેલું ઘણું પણ પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્તિ લોકમુખે સાંભળેલું એથી યે ક્યાંય વિશેષ તેમનું પ્રવચન કૌશલ્ય હતું.

જૈન-જૈનત્તર શ્રોતાઓનો સમૂહ એમના પ્રવચનોમાં ઉમટી પડતો તેમાં મુળભૂત ભાગ ભજવે તેવી પ્રભાવક વાણી તેવું જ પ્રભાવક વ્યક્તિત્વ. સૌરાષ્ટ્ર કેસરીના સતત્ અઢાર ચાતુર્માસને કારણે કાઠિયાવાડી ભાષા એમના જીવનમાં વણાઈ ગઈ. એ ભાષાનું પ્રભુત્વ પણ પ્રવચનમાં હોય જ. તેઓશ્રીમાં સ્તવનો, સજઝાયો, પદો, દુહાઓ રજૂ કરવાની આગવી વિશેષતા હતી. જનતા મંત્રમુગ્ધ બનતી ને નિજ આનંદ સહ આવા પ્રસંગે તેઓશ્રી ખીલી ઉઠતા. પ્રવચનમાં તત્વ-છણાવટ, રસિકતા, વાણીની માર્મિકતા ક્યારેક રમુજી! રસને પણ વિશિષ્ઠ કળા સહ ન્યાય સાથે વિષય નિરૂપણ કરતા. વિષયના શક્ય તેટલા પાસા ચર્ચી શ્રોતાને તેની ગરિમાનો ખ્યાલ દેતા ને "નિજ ઉપદેશે રે, રંજે લોકને રે, ભંજે હૃદયસંદેહ રે' એ કાવ્યોક્તિ સાર્થક-બરોબર બનતી.

જૈન સમાજમાં ગણ્યા ગાંઠ્યા આગળ પડતા વક્તા મુનિવરોમાં તેઓશ્રીનું સ્થાન આદરણીય હતું. એમની વિદાયથી પ્રવચન પ્રભાવક આચાર્યશ્રીની ખોટ પડી છે.

અને આશા રાખવી યોગ્ય યથાર્થ છે કે અંતિમ સમય સુધી તેમની અજોડ સેવા કરનાર તેમના સમર્પિત અંતેવાસી વિનયરત્નગણિવર્યશ્રી યશોવિજય મ. સા. એમનું સ્થાન દીપાવે, તેઓશ્રીના પ્રવચન-વારસાને વધુ સમુદ્ધ કરશે.

સ્વર્ગસ્થનાં ચરણોમાં શતશ : વંદન. હાર્દિક ભાવાંજલિ.

શ્રી નેમીનાથ જૈન ઉપાશ્રય, પાયધુની, મુંબઈ-૩ —મુનિશ્રી મિત્રાનંદસાગર

ભવ-ભવાંતરેય કર્મની જડ એવી છે કે કદી ય સડતી નથી.

**સૌરાષ્ટ્ર કેસરી !!!**

આચાર્યશ્રી વિજયભુવનરત્નસૂરિજી,
જિનવચનોને અનુસર્યા
જૈન સંઘ મહી દાનશીલ ભાવનામય
અરિહંતભક્તિ અનુષ્ઠાનો-ધાર્મિકરૂચિય
જગાડીને આકર્ષ્યા જૈનેતરોને ય
જીવદયા દાનમાં ય જોડયા
પ્રસિદ્ધિ 'સૌરાષ્ટ્ર કેસરીની'

(કોલ્હાપુર) —મુનિશ્રી ગુણસુંદરવિજયજી મ.

જે કોઈ આત્મા સાચે રસ્તે પુરુષાર્થ
કરે તે આત્મા પરમાત્મા બનવાનો.

# વંદે તદ્‌ગુણ લબ્ધયે....

ગુરુ ગુણ સાખી.

(રાગ :– મંદિર છો મુક્તિતણા માંગલ્ય)

સન્માર્ગદર્શી બોધદાતા, કૃપા અતિ વરસાવતા,
આશ્રય અને આદર થકી, અમ રંકને ઉદ્ધારતા.
આનંદમૂર્તિ સ્વભાવમગ્ન, જ્ઞાનાદિગુણે શોભતા,
શ્રી ભુવનરત્નસૂરિજીના ચરણે, દીનભાવથી હો વંદના.
મોક્ષમાર્ગસ્યનેતારં, તારં કર્મ ભૂભૃતામ્ ।
જ્ઞાતારં વિશ્વતત્વાનાં, વંદે તદ્‌ગુણ લબ્ધયે. ॥

અર્થાત્ :— મોક્ષમાર્ગે લઈ જનારને કર્મરૂપ પર્વતને ભેદવાવાળા વિશ્વતત્વના જાણનાર તેમની ગુણની પ્રાપ્તિને અર્થે તેમને વંદન કરું છું.

સૌરાષ્ટ્ર કેસરી શાસનપ્રભાવક, પ્રખરવક્તા પરમપૂજ્ય આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિજીના ગુણાનુવાદ કરવા સૌભાગ્યનો, આનંદનો, ઉલ્લાસનો પુણ્યાબંધનો વિષય હોવા છતાં તે વિરાટ વ્યક્તિત્વને ગુણસમુદ્રમાં ગુણવર્યને એક નાનકડા લેખમાં વર્ણન કરવું તે પણ જેણે ક્યારે ય હાથમાં કલમ ઉપાડી ન હોય એવી અનઘડ વ્યક્તિ દ્વારા તે કાર્ય થવું એ અશક્ય નહીં પણ મુશ્કેલ હોવા છતાં પૂજ્ય ગુરુદેવના આદેશના આગ્રહથી યત્‌કિંચિત લખવા બેઠો છું.

ભવોદધિતારકપૂજ્ય આચાર્ય ભગવંતશ્રીનો પ્રથમ પરિચય મારી પોતાની જન્મભૂમિ અને તે પૂજ્ય મહાપુરુષની દીક્ષા ઉજવવા વડે ધન્ય બનેલ એવા શિરપુર ખાનદેશમાં થયેલો.

કોલેજ વાતાવરણ ખોટી સંગત, સોબત વિગેરે કારણે આસ્તિક છતાં મારો વર્તાવ ભૌતિકવાદી હતો. પરંતુ તે સત્‌પુરુષનાં પુણ્ય પરમાણુંઓની અસર તેમના ચાતુર્માસ પ્રવેશ દિનથી જ મારા પર એવી થઈ કે મે M. com માટે લીધેલ પ્રવેશ કેન્સલ કરી નાખ્યો. તેઓ-

પરદવ્યોને પોતાના માનનાર મનુષ્યો સ્વાર્થ ખાતર
અનેકોના હિત હણનારા નરપિશાચ જ સમાન છે.

શ્રીની કૃપાળુતા અને વાત્સલ્યતાની જ બલિહારી કે જેથી તેઓએ પોતાનો બહુમૂલ્ય સ્વાધ્યાયનો સમય મને આપીને મને શ્રી નમસ્કાર મહામંત્રથી માંડીને ઉપદેશવાળા, પ્રશમરતિ, જ્ઞાનસાર જેવા ઉત્તમોત્તમ ગ્રંથરત્નોનાં જ્ઞાનનું દાન કર્યું.

રત્નોની ખાણ સ્વરૂપ જૈન શાસનમાં થતાં થનારાં મહાપુરુષો પોતપોતાની આગવી વિશિષ્ટતા સાથે જ આવે છે. તે રીતે જોતાં જ પૂજ્ય 'સૌરાષ્ટ્ર કેસરી'ની વિશેષતા હતી કે જૈનશાસ્ત્રના ઊંડાં ગહન અભ્યાસની સાથે તેટલો જ વિવિધતાવાળો તેમનો અજૈનશાસ્ત્રનો ગાઢ અભ્યાસ હતો. તેમના વ્યાખ્યાનમાં વિશેષે કરીને અજૈન વ્યક્તિઓ ખેંચાઈને આવતી હતી. પૂજ્યશ્રીની મધૂર રસભરી સમન્વય-કારી સ્યાદ્વાદ, રહસ્યભરી વ્યાખ્યાન-શૈલી એવી રોચક હતી કે વ્યાખ્યાનમાં બેઠેલા જૈનશ્રોતા એમ સમજે કે આપણા જ શાસ્ત્રોની વાત ચાલે છે. અજૈન પણ એમ સમજે કે આ વાણિયાના મહારાજ કાંઈ ફક્ત તેમની જ વાત નથી કરતા પણ આપણી વાત જાણે છે, કરે છે. તેથી જ એમ કહી શકાય કે 'સૌરાષ્ટ્ર કેશરી'ના 'કાળધર્મ'થી ફક્ત જિનશાસનને જ નહીં પરંતુ સમગ્ર મુમુક્ષુ-જૈન-અજૈન પણ એમ સમજે કે એક અત્યંત ઉપકારી, ઉપદેશક, વક્તા સગી જનેતાની જેમ જ નાની મોટી વાતો સૂક્ષ્માતિસૂક્ષ્મ શાસ્ત્રોના રહસ્યો સર્વને પોતપોતાની રીતે સમજાવીને આત્મકલ્યાણના માર્ગે વાળનાર તારક સંત-મહંતની ન પૂરાય તેવી ખોટ પડી છે.

પૂજ્યશ્રીને પૂર્વની આરાધનાના ફળસ્વરૂપ જેમ વિશિષ્ટજ્ઞાનનો ક્ષયોપશમ હતો તેવી જ રીતે મધુર અવાજ, સ્વાભાવિક ગાયનકલાની પણ લબ્ધિ પ્રગટ હોવાથી વૈરાગ્યરસ ભરપુર એવી પણ તેમની દેશના આબાલવૃદ્ધને કંટાળાજનક ન લાગતાં, એક જ વખત સાંભળનારને કાયમી આકર્ષણ કરનારી હતી.

જીવમાત્ર પ્રત્યેની મૈત્રી-દુઃખ દાવાનલમાં બળતા જીવો પ્રત્યેની વિશેષ કરુણાને ઠારવાના ઉદ્દેશથી જ તેઓ વિશેષ વિશેષ જ્ઞાન

નીતિ ન્યાય હોય તે વ્યાપાર, બાકી
તો ધોળા દિવસની લૂંટ કહેવાય

મેળવીને તેનું વિશેષ પ્રકારે દાન (જ્ઞાનદાન)ને પ્રવૃત્તિ ચલાવતા હતા.

પરમપૂજ્ય આચાર્યદેવની શીતલ, વાત્સલ્યમય છત્રછાયામાં સંસારીપણે લગભગ પોણા બે વર્ષ અને ચારિત્ર્ય પર્યાયમાં સતત્ નિરંતરપણે નવ વર્ષનો સમય ક્યાં ગયો તેની ખબર પડી નથી. પૂજ્યશ્રીની આ અગિયાર વર્ષ દરમિયાનની સર્વ વાતો, વ્યવહાર, દિનચર્યાનું તટસ્થ નિરીક્ષણ કરતા મારા અલ્પ મન પર એવી છાપ પડી છે કે નીચે ગાથા પ્રમાણે અનુસરતું પૂજ્ય ગુરુદેવશ્રીનું જીવન હતું.

"જે આવિ ચણ્ડેમઈ–ઈડ્ઢિ–ગારવે,
પિસુણે નરે સાહસ હિણ પેસણે,
સ્વદિટ્ટ–ધમ્મે વિણએ અકોવિએ,
અસંવિભાગી ન હુ તસ્સ મુક્ખો.

[–ચૌદપૂર્વીશ્રી સ્વયંભવસૂરિજી વિરચિત, દશ વૈકાલિકસૂત્રનું નવમું અધ્યયન, બીજી ઉદ્દેશાની–૨૨ મી ગાથા.]

પૂજ્યશ્રી ગુરુદેવે નીચેની ગાથાને પોતાના જીવનમાં વણી લીધી હતી.

"સ્વદ્રવ્ય ગુણ પર્યાય ચર્યા વર્યા પરાન્યથા ।
ઈતિદત્તાત્મસન્તુષ્ટિ–ર્મુષ્ટિજ્ઞાન સ્થિતિર્મુને ઃ ।।

[પૂ. ઉપાધ્યાયશ્રી જ્ઞાનસાગર વિરચિત 'જ્ઞાનાષ્ટક–૫']

પૂજ્યશ્રીને નિઃસંગ દશા, આત્મમગ્નતા, સ્વભાવમગ્નતા, જ્ઞાનરતિમગ્ન વિશેષ પ્રિય હોવાથી તેમના જ્ઞાન–ધ્યાનમાં સાહજિક વિક્ષેપ પાડનારાઓ ઉપર ક્યારેક ગરમ થવા માત્રથી તેમને ક્રોધી, ગરમમિજાજી કહેવા એ જ્ઞાનીપુરુષ સાથેનો મોટો અન્યાય છે. બાકી તેઓ પોતે જ કહેતા, "આ મારો ગુસ્સો નહીં જૂસ્સો છે" તેજસ્વી પુરુષોનો ગુસ્સો પણ તેમની ગુણસંપદાની જેમ સાધારણ વ્યક્તિથી સહન ન થાય તે શક્ય છે. પૂજ્યશ્રીએ સંવિભાગપણાનો ગુણ વિશેષપણે પોતાના જીવનમાં ઉતારી લીધો હતો. ગૌચરીમાં આવનારી અનુકૂળ વસ્તુ ન હોય બીજાને તે પણ પ્રેમપૂર્વક થોડી પણ બીજાને વપરાવીને પછી પોતે વાપરતા સંવિભાગી ગુણ પરિણામને કારણે જ પૂજ્યશ્રીની

પેટપાપનું મૂળ નથી પણ લોભપાપનું મૂળ છે.

તીર્થોની યાત્રા ચતુર્વિધ સંઘ સાથે કરવાની ભાવના સેવતા તેથી જ તેઓ સંઘવાળા મહારાજ તરીકે પ્રસિદ્ધિ પામ્યા.

શ્રી આચારાંગ સૂત્રના પ્રઘોષ સ્વરૂપ—'સવ્વે સંગ મહાસવા 'ની વાત આચાર્ય ભગવંતને આત્મરસ હોવાથી તેઓ લોકસંગની માત્રા વિશેષ ઘટાડીને સ્વદ્રવ્યગુણ પર્યાયની ચર્ચામાં જ પોતાનો વિશેષ સમય વિતાવતા પૂજ્યશ્રીની સ્વભાવમગ્નતા, જ્ઞાનમગ્નતા તો પ્રસિદ્ધ હતી જ. દિવસમાં જ્યારથી થોડું અજવાળું થાય ત્યારથી સાંજના સંપૂર્ણ અંધકાર સુધી પૂજ્યશ્રીનું મુખ નિરંતરવાંચન-મનન નિદિધ્યાસનમાં જ મગ્ન રહેતું.

'સૌરાષ્ટ્ર કેસરી' પૂજ્ય આચાર્ય ભગવંતશ્રીને 'પ્રશમરતિ' ગ્રંથ અતિપ્રિય હતો જેનો પંદર દિવસમાં એકવાર સંપૂર્ણ સ્વાધ્યાયનો પૂજ્યશ્રીને નિયમ હતો. તેમાં પણ છેલ્લા ચાતુર્માસમાં મેં અનુભવ્યું કે દરરોજ બપોરે પૂજ્યશ્રી 'પ્રશમરત્તિ જ હાથમાં રાખતા.

તેજસ્વી પુણ્યપુરુષ-ગુણસાગર જેના ગુણનો પાર નથી. આ અતિ નાનકડો લેખ પણ તેમની કૃપાથી લખાયો-લખી શકાયો. હૃદયપૂર્વકની શ્રદ્ધાંજલિ અર્પણ કરતા દીનભાવથી એ જ માંગણી છે કે, "તમારા ગુણોની યત્કિંચિત પ્રાપ્તિ અમને પણ થાઓ! વંદે તદ્‌ગુણ લબ્ધયે!!

નાગજી ભુદરની પોળ, અમદાવાદ —મુનિરાજ રાજયશવિજય

પેટની ભુખ કરતા ધનની ભુખ ભયંકર છે.

# પૂજ્યશ્રીને શ્રદ્ધાંજલિ

પરમ પૂજ્ય સૌરાષ્ટ્ર કેશરી દાદાગુરુદેવશ્રી આચાર્ય ભગવંત વિજયભુવનરત્નસૂરિશ્વરજી મહારાજ સા. ના ગુણો સાંભળતા આજે પણ હૈયું ભરાઈ જાય છે.

તેઓશ્રીનો ગુલાબી સ્વભાવ, ઉદારતાં, હૈયાની નિર્મલતા આદિ વિશિષ્ટ ગુણો તેમના પરિચયમાં આવેલ વ્યક્તિને આજે વર્ષ પુર્ણ થયું પણ ગુણોની યાદ વિશારે પડતી નથી પૂજ્યશ્રીની પ્રેરણાથી આકાર લઈ રહેલ મુક્તિ-ધામ અમદાવાદ (થલતેજ) ગાંધીનગર હાઇવે રોડ ઉપર મુક્તિ-કમલ-કેશર-ચંદ્રસૂરિશ્વરજી.

જૈન વિદ્યાર્થી ભવન પૂજ્યશ્રીની યાદ આપી રહેલ છે.

પૂજ્યશ્રીની અગ્નિદાહની જગા (રાયણવૃક્ષ) પાસે આકાર લઈ રહેલ ગુરુમંદિર તૈયાર થઈ રહેલ છે.

પૂજ્યશ્રીના અધુરા રહેલ કાર્યને પૂર્ણ કરવા તેઓશ્રી કૃપા દૃષ્ટિ વર્ષાવે તેવી અભિલાષા...

પૂ. ગણિવર્ય ગુરુદેવશ્રી યશોવિજય મ. સા. ના
ચરણ કિંકર દિવ્યયશવિજય.

---

શુભોદયના કાળમાં નમ્રતા ને અશુભોદયના
કાળમાં મમત ટકે તો બેડો પાર.

# પરમ પૂજ્ય સૌરાષ્ટ્ર કેસરી ગુરુદેવશ્રીને શ્રમણી-ભગવંતો તરફથી અંતરના અંતરની ભાવભરી-ભાવાંજલિઓ

આપું
શ્રદ્ધાંજલિ !
શાસન સ્તંભ
પૂ. આચાર્ય ભગવંતે
પંચાચારનું કર્યું પાલન
છ કાયના જીવોને આપ્યું અભયદાન
સાત પ્રકારના ભયોનો ભેદ કર્યો ને
આઠ પ્રકારના મદોનું કર્યું મર્દન
એવા સૌરાષ્ટ્ર કેસરી આચાર્ય
વિજયભવનરત્નસૂરિજીને
સમુદાય પતિ સૂરિજીને
કોટી કોટી
વંદન

(પ્રવર્તની) — સાધ્વીશ્રી નેમશ્રીજી

ઉદયમાં આવેલ કર્મો ભોગવવાનો સાથે હાયવોટા-
આર્તધ્યાનથી ઉલટા નવા કર્મો બંધાવાના,

# ગુણ–પ્રકાશે તરવું રહ્યું, હે ગુરુદેવ !

"જ્ઞાન ધ્યાનમાં મસ્ત બનીને આત્મજયોત પ્રગટાવી.
જ્ઞાન ગંગાને તીરે રહીને, મહાવીર પાટ દીપાવી.
કરીએ સૂરિને વંદન શીશ ઝૂકાવી.

જૈન શાસનને પામી તેના પરમાર્થને જાણી અનેક શૌર્યવંતા, તેજવંતા, ઝગમગતા અને ખમીરવંતા આરાધક આત્માઓ થઈ ગયા. તેમાંના આ એક મહાપુરુષ છે. પ. પૂ. આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજી, ભુવનમાં રત્ન ચમકે તેમ તેનો ઝગમગાટ ચારે દિશાએ પ્રસરાવ્યો જેમણે આચાર્યદેવશ્રી પ્રભવચંદ્રસૂરિના સમાગમે વૈરાગ્ય પામી. પ. પૂ. આચાર્યદેવશ્રી વિજયચંદ્રસૂરિશ્વરજી મ. સા.ના ચરણે જીવન અર્પણ કરી. પ પૂ. આચાર્યદેવશ્રી વિજયકેશરસૂરિશ્વરજી મ. સા.ની પાટ દિપાવી અમારા સૌના કલ્યાણ અર્થી બની હૃદયમંદિર સિંહાસન ઉપર સ્થાન બની ચૂકયા.

સંસાર ઉપવને કેટલા જીવો ઉત્પન્ન થઈ આયુષ્ય ભોગવી વિદાય થાય છે પણ જેઓના જીવન–કવન–કમલ માફક પ્રશસ્ય અભિવંદનીય જે સ્વસાધના સાથે તન–મન–જીવન શાસનને સમર્પિત કર્યા હોય આવા એક પ્રજ્ઞાશીલ, પ્રતિભાશાળી, પ્રકૃષ્ટ વ્યાખ્યાતા શ્રીમદ્ વિજયભુવનરત્નસૂરિજી આપની સૌ વચ્ચેથી વિદાય થઈ ચૂકયા. અધ્યાત્મરંજિત મહાન આત્મા પૃથ્વી પર વિચરણ સાથે તત્ત્વ અમૃત જ્ઞાનના કાંઈક બિંદુઓ વરસાવતો બાહ્યાંતર સૃષ્ટિમાં અવલોકનમાં મસ્ત. પરંતુ કાલનિયમ જન્મ તેનું મૃત્યું નિશ્ચિત...તે પ્રમાણે ચૈત્ર સુદ ૧૪ ના દિવસે તેને વિદેહી થવું જ પડયું. અત્યંત શોક મગ્નતા પણ શોક કરીને મળે પણ શું ? શોકને બાજુએ મૂકી વિરલ આત્માના ગુણોનું અવલોકન આપણને કાંઈક અદ્વિતિય પ્રકાશ પ્રાપ્તિએ દોરી જશે. 'વિજયભુવનરત્ન' વિજયનો અર્થ સાહજિક તેજ બને કે અધ્યાત્મ-

કર્મ ગમે તેટલા બળવાન હોય પણ
તે જડ હોવાથી અંધ સમાન છે.

બાદ શ્રીસંઘ, મુનિરાજોને, સાધ્વીશ્રીઓને કહે છે. " શરીર તો માત્ર નિમિત, શરીર કરે શરીરનું કામ, આપણે આપણું કામ કરીએ. આજ છે 'દેહાતીત દશા'. ને પૂજ્યશ્રી વધુ વિનાશી હું અવિનાશી'નું પદ સાર્થક કરી બતાવ્યુ. ને... શરીર અને આત્માની ભિન્નતાને સમજાવી જીવનમાં આચરણ કરનાર વિરલ મહાત્મા.

પૂ. ગુરુદેવશ્રી ૪૭ વર્ષનો સુવિશુદ્ધ સંયમ પાળી ૬૪ વર્ષની વયે પરલોકના પંથે પ્રયાણ કરી ગયા. જૈન શાસનના જીવોના પ્રાણીધાર શાસનસ્તંભ તૂટતા આઘાત અસહ્ય બન્યો ને આંખોના પડળે તરવરી રહ્યો આત્મપૂંજનો, ગુણોનો અનંત ભંડાર. તેઓના ગુણ પ્રકાશના સહારે જ તરવું રહ્યું.

ખરેખર પૂજયશ્રીના ગુણો ગાઈએ તેટલા ઓછા છે જેઓશ્રીની આનંદઘનજીની અપૂર્વ મસ્તીને અનંત ગુણ ભંડારેથી અમ ભવિ જીવોમાં પામર, પ્રાણીઓમાં એકાદ ગુણ આવિંભાવ થઈ શકે. પ્રાર્થના એ જ છે કે ગુરુદેવશ્રી સ્વર્ગદ્વારેથી આશીર્વાદ વરસાવો, અમારો આત્મા પણ પ્રભુપંથને વફાદાર રહી કલ્યાણ માર્ગે શક્તિમાન બને.

(થલતેજ–અમદાવાદ) સાધ્વી વિનયપ્રભાશ્રીજી

# આપનો અણધાર્યો વિયોગ...અસહ્ય !

સ્ફટિક રત્નસમા એવા અનેકાનેક ગુણી બિરાજમાન પૂ. પાદ શ્રી વિજયભુવનરત્નસૂરિજી મહારાજનો અણધાર્યો વિયોગ સહન કરવો ઘણો જ મુશ્કેલ છે. તેમની દેહમુક્તિ છતાંય અમારી નજર સમક્ષ ઝળહળતા હીરા, શું ચમકતુ જીવનચરિત્ર–પરિચય–યાદોની પળો એ જ અમારું કંઈક પુન્યોદય. નેત્રેથી પડતા આંસુ સિવાય અમારા જેવા પામરો, કંઈ જ અભિલાષા રૂપની કિંચિત્ માંગણી એક જ છે કે

આંખમાં કણો ખૂંચે તેમ દોષ ખટકવા જોઈએ,
શિયળ સંયમથી જ સૌંદર્ય શોભારૂપ છે, અન્યથા શાપરૂપ.

ભવોભવ બસ, ત્રિરત્નની પ્રાપ્તિ થાવ. દુર દુરથી હૃદય-ધર્મની લાગણી વડે ત્રણે તત્વનું દર્શન દેશો.

હે, ગુણવંતા! ગુરુરાજજી આપશ્રી જ્યાં હો ત્યાંથી તમારા હૃદયના આશીર્વાદ સદાકાળ અમારા પર વરસાવશો. બસ એ જ અમારા હૃદયની શુભેચ્છા સહ શ્રદ્ધાંજલિ.

—સાધ્વીશ્રી પ્રભાશ્રીજીની
૧૦૦૮ વંદના.

ઓ ગુરૂદેવ
રાગદ્વેષનાં વિજેતા
લોકાલોકનાં પ્રકાશક
ધર્મતીર્થનાં પ્રભાવક
પ્રાણીમાત્રનાં ઉદ્ધારક
દયાના પુંજ
સંયમના પુજારી,
એવા
તારક ગુરુદેવનાં
ચરણમાં લાખ લાખ
વંદન હોજો.

—સાધ્વી મંજુલાશ્રીજી

## વિરલ વિભૂતિને ભાવભરી શ્રદ્ધાંજલિ...

આશીર્વાદદાતા સ્વર્ગસ્થ પૂજ્ય આચાર્ય ભગવંતશ્રી ભૂવનરત્ન-સૂરિશ્વરજી મહારાજ આપને કોટિશઃ વંદના.

પૂજ્યશ્રી શ્રદ્ધાંજલિમા તો અમારા જેવા અજ્ઞાની શું લખવાના! છતાં અમારા શિરછત્ર સમા મહાનયોદ્ધા, જે અમોને હરહંમેશ કર્મ-

શિયળ અને સૌંદર્ય એ બંનેનો સુમેળ
એ સોનામાં સુંગધ સમાન છે.

ફોજેને હટાવવાનું તીક્ષ્ણ શસ્ત્ર-જે જ્ઞાનશાસ્ત્ર-પીરસનારા તથા જીવનબાગને જ્ઞાનપુષ્પોની ગૂંથણીથી જેમને પોતાનું સર્વસ્વ જીવન મઘમઘાયમાન કર્યું. તેમની સુવાસના વચનો ટંકશાળ...તેમની આભા અત્યંત પ્રભાવિક તથા તેમની ગતિ, શ્વાસોશ્વાસની ગતિ તીવ્રપણે જ્ઞાનતંતુઓથી વણાયેલી રહેતી. જે એમના સમાગમમાં આવે તેને પામર એવા પશુ જેવા અમોને પણ જ્ઞાનની સ્વાનુભૂતિ કરાવનારા જે મારા જીવનના ટૂંક પરિચયમાં અમોએ અનુભવ્યો છે. વધારે શું લખીએ?

આ મહાન વિરલ વિભૂતિને દેવલોકમાંથી અમારા જેવા શિષ્યગણને જ્ઞાનશક્તિ, સમજ પ્રદાન કરે. એ જ શુભેચ્છા.

સા૦ શ્રી રાજેન્દ્રશ્રીજી મ. ની ભાવભરીવંદના

# ફોરમ રહી... ત્યાગના અનુરાગની.

અધ્યાત્મના યોગી! જ્ઞાનદાતા, ક્ષમાસાગર પ. પૂ. આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિજી માટે શું કહી આપવી શ્રદ્ધાંજલિ?

જે અવ્યક્ત રહેલું છે તે વક્તવ્યમાં ગમે તેટલું લાવું તે ઓછું છે કારણ કે પૂજ્યપાદ આચાર્યદેવ એક ઉત્તમ કોટિના મહત્ત્વશીલ કર્તવ્યધારી આત્મા હતા. તેમની ઓજસભરી પ્રભાવશાળી વાણીથી અનેક જીવોના દિલમાં તપ, ત્યાગની વીણાનાં તાર ઝણઝણી ઉઠ્યા હતા. પૂજ્યશ્રીની વાણી જાણે સિંહગર્જના સમી હતી જોરદાર! અનેક-ગુણોના ધારક! આપણા જીવનનું વર્ણન ચર્મજીભથી ન થઈ શકે!

આજે તેમની ખોટ પુરાય તેમ નથી. આપણી વચ્ચેથી ચાલ્યા ગુણ-સૌરભ પ્રસરાવીને. તેઓને આપણે આંસુથી નહીં પણ તેમના જીવનમાં રહેલા આદર્શ-ગુણો અપનાવીને પળે પળે આત્મજાગૃતિ હૈયામાં લાવી, ભાવભીની શ્રદ્ધાંજલિ અર્પીએ.

શરીરના અભ્યંતર સ્વરૂપ વિચારે તો
તેમાં કાંઈ મોહ પામવા જેવું નથી.

જૈનશાસનનું તેજરત્ન ગયું. જવાહિર અદૃશ્ય...તરવરી રહ્યા છે તેમના તાજા જીવન સ્મરણો. પૂ. સ્વ. ગુરુદેવના ગુણગ્રહણ કરીએ તો જ ગુરુ-ઋણમાંથી યત્કિંચિત મુક્તિ – એ જ ભાવના.

બસ, યાદ કરું સંત સૂરિદેવની જિંદગીને યોગ્ય પંક્તિ –
" અર્પી ગયું ફોરમ જગતને, ત્યાગના અનુરાગથી "

(૭-૬-૮૭) —સાધ્વીશ્રી કમળાશ્રીજી,
—સાધ્વીશ્રી સ્નેહલતાશ્રીજી,

# સૌરાષ્ટ્ર કેસરી ને!

સૌરાષ્ટ્ર કેસરી!!!
પ્રવચન પ્રભાવક, શાસન શણગાર,
પૂ. આ. દેવશ્રી ભુવનરત્નસૂરિશ્વરજી મહારાજ!
આપના શ્રી ચરણોમાં
કોટિ કોટિ હો વંદન.

શ્રી ગુર્જર જૈન સંઘની બહેનો —સાધ્વીની ઉદયપ્રભાશ્રીજી
શ્રી મહાવીર જૈન સંઘની બહેનો —સાધ્વીશ્રી યશપ્રભાશ્રીજી

# વિજય ભુવનના વિજિત જીવન ચરણે વંદના

અજ્ઞાનતા નિવારવા સમજાવી સમ્યક્ સાધના
ભૌતિક ભ્રાંતિ ભાંગવા ઓળખાવી આત્મ આરાધના.
દુર્ગુણ દિલેથી કાઢવા દિવ્ય અનુપમ બતાવી ભાવના.
ઉપકારી ગુણિયલ ભુવનસૂરિને સદા સદા - હો વંદના.

એકલી ઉપરની ચામડીમાં મોહાય તે તો ચમાર કહેવાય.

પરમપૂજ્ય આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિજી મહારાજ સાહેબ, ગુરુદેવ ! દેહસ્વરૂપે વિલિન પણ આત્મ-ગુણગરિમા, અનંત અમર, અજર...

આપશ્રીએ જીવનની ક્ષણભંગુર—સંસારનીપળો ક્ષણિકપળો ને સંયમ-સાધનાથી મઘમઘતુ કરવા મથવા મડયા. જેઓશ્રીએ મોક્ષ રૂપી રમણીને વરવા કાજે સાધનાની પગદંડીએ ચઢયા હતા. પોતાના જીવન-હેમને ચળકતું રાખવા ને સંયમ-જીવન સાધવા સાધનાના પગથારે ચઢયા.

જેઓશ્રીએ આત્માના પ્રકાશ—પ્રભાવ પાથરવા તપશ્ચર્યા કરી. વીરશાસન કાજે વીર બની કર્મ-જંજીર તોડવા અપૂર્વ ઉલ્લાસથી જીવન-પંથ દિપાવ્યો. મીનની જેમ સંસાર-સમુદ્ર પાર પામવા—ચારિત્ર્ય ઉજ્જવલ કરવા અથાક પ્રયત્ન કર્યા. ને વિચાર, વાણી વર્તનથી જિંદગીને સુસંસ્કારોથી સવાસિત કરી.

એ પુણ્યજીવનના અથાગ પ્રયત્નના પરિણામે પ્રભાવે જ્ઞાનસરિતા વહાવી ભવ્ય જીવોને પ્રતિબોધ કરી કીર્તિ ફેલાવી. ૪૭ વર્ષના અનેકાનેક ગુણોની અખંડતાથી જીવન ઝગમગતું બનાવ્યું. સંયમજીવન ૪૭ વર્ષમાં ૨૫ જેટલા મહાન છ'રી પાલિત સંઘ કાઢી અનેક આત્માઓને જ્ઞાન-જ્યોતમાં લાવવા પ્રયત્ન કર્યા. પોતાના મહાનમત્ત જીવનમાં—મહોત્સવો, સંઘો, જૈન-શાસન અને મુક્તિધામ જેવી મહાન સંસ્થાનું કાર્ય નિડરતા નિઃસ્પૃહતાપૂર્વક સફળ કર્યું.

એવા દિવ્ય-આત્માની ગુણ-ગરિમા કઈ રીતે વર્ણવીએ. હર્ષથી અર્પેલા એ સુરિદેવ ને અંજલિ, અંતિમ શબ્દે...

જેમના મુખે ઝળહળતુ બ્રહ્મચર્ય—નૂર,
અજ્ઞાની જીવોના અંધાર-અજ્ઞાન કર્યા દૂર,
હૃદયમાં હતા દિવ્ય-આત્મ ધ્યાનના પૂર,
સિંહ કેસરી વિજયભુવને કર્મોને કર્યા ચૂર.

( મહુવા ) —સાધ્વીશ્રી મંજૂલાશ્રીજીના
—સાધ્વીશ્રી મધુકાન્તાશ્રીજી

શિક્ષણ કરતાં યે સંસ્કાર મહા કિંમતી વસ્તુ છે.

# ભાવ-પુષ્પાંજલિ....!

પ્રાતઃ સ્મરણીય પરમોપાસ્ય પૂ. પાદ સ્વ. આચાર્યશ્રી ભુવનરત્ન-સૂરિશ્વરજી મહારાજને આત્મસંવેદનાત્મક શ્રદ્ધાંજલિ.

" येषा मन इह विगतविकारं । ये विध्धवितभूवि जगतद्धपकारम् ।
तेषा वयमुचिता चरितानां । नाम जपामो वारंवारम ।।

ઉપરોક્ત કાવ્ય પંક્તિ દ્વારા પ્રકટતુ રહસ્ય અમારા સંયમ જીવનમા પૂજ્યપાદશ્રીના સ્વાનુભવથી પ્રત્યક્ષ કહી બતાવે છે. તેમાં જરાય અતિશયોક્તિ નથી જ.

તેમની નિશ્રામાં રહેવાનું સદ્ભાગ્ય! પૂર્ણ ચાતુર્માસ બાદ શેષકાળમાં અવારનવાર ૨ ૩ વર્ષ મળતા જ રહ્યા. આ અમારા પરમ પૂણ્યનો ઉદય... એમનો સત્સંગ એ જ જીવનનો અપૂર્વ લ્હાવો. 'સૌરાષ્ટ્ર કેશરી' એમને મળેલું બિરુદ! એમને રસજ્ઞાતા કહીએ! યોદ્ધા કહીએ!...'સાહેબજી...દેવ થયા'—આ વાત સત્ય જાણાતી નથી, માન્યામાં ન આવે...છતાં ય સત્ય હકીકત માનવી જ રહી અને...

અરે... અમારા કમનસીએ... અનુપમ શાસનરત્ન કુદરતે છીનવી લીધું. અમોને ઉત્કૃષ્ટ જૈનધર્મ જ્ઞાન પીરસનાર... અને હવે આજ અમારા જેવા માટે ઘણી મોટી ઉણુપ. મૃત્યુનો કુરઆઘાત અસહનીય રહેશે. કોણુ અમને હવે...દિવ્ય-વાણીના વ્હેણે અમ જેવા પથ્થરને પલાળશે.

આપ સ્વર્ગેથી—જ્યાં હો ત્યાંથી અમારા પર અમીદૃષ્ટિ વરસાવો. એ જ શુભભાવના. અમર આત્મા અમ પર પવિત્ર નજર કરતો રહે—એ શુભકામના સાથે અંતરના વિરહની વેદનાભરી શ્રદ્ધાંજલિ આપના ચરણાવિંદે....

— સાધ્વી શ્રી શ્રેયસ્કરશ્રીજી
તથા સાધ્વીશ્રી ભાગ્યોદયાશ્રીજી

- - -

મોહાંધતાને કારણે જ અનંતગુણી આત્માની
પાસેથી સાચુ સુખ મેળવી નહીં શકે.

# જ્ઞાની મહાપુરુષને વંદના... શ્રદ્ધાંજલિ

રત્નગર્ભિત પૃથ્વી ઉપર મહાપુરુષોનો જન્મ પરોપકાર માટે જ થાય છે, દુન્વયિસુખો માટે નહીં. એમની વિકાસ પામતી દૃષ્ટિ કરુણા-રૂપ અમૃત-વૃષ્ટિ કરનારી હોય છે. એમની વાણી પ્રશમરસ અમૃતનો છંટકાવ કરે છે. જ્ઞાનમગ્ન, જ્ઞાનરત, જેનું જીવન–એવા જ્ઞાની મહાપુરુષને અમારા શત શત નમસ્કાર. કોટિ કોટિ વંદના.

—સાધ્વીનિર્મલપ્રભાશ્રી

# સંત–દીપ બુઝાયો પ્રકાશપૂંજ પાથરી ગયો...!

ધર્મની કમલકેસર ક્યારીથી પરિવરેલા સંયમકળાના અદ્ભુત સીંચાયેલા પુણ્યાત્માઓ ભવ–જીવોને સંસાર–તાપમાંથી મુક્ત કરાવે છે. શુદ્ધતમ અધ્યવસાયોથી ચડતા તેઓ તપ–તેજથી જાજવલ્યમાન બની અજ્ઞાન અંધકારનો નાશ કરે છે. શ્રુતિજ્ઞાનસંપન્ન ઉચ્ચકુલમાં જન્મ ધારક વિરલવિભૂતિ સંસાર–સાગર–કમળેથી મુક્તિએ પહોંચવા પ્રયત્ન કરે છે અને એ જ કે...રત્નસમા પૂજ્યશ્રીના અનેકાનેક ગુણરત્નોની માળા ગૂંથનથી જીવન સાફલ્યને વરેલા પૂ. પાદ આચાર્ય શ્રી વિજય-ભૂવનરત્નસૂરિજી મહારાજની ગૌરવ–ગાથાનું સ્મરણ અમૃતપાન સાથે આપ સર્વે સ્વયં જીવનમાં કંઈ એકાદ ગુણ–આચરણમાં ઉતારીએ.

માનવંતી મરૂભૂમિ–ખેતાસણની ખમીરવંતી ભૂમિમાં ધનજીભાઈએ દેહ ધારણ કર્યો. રેતીના ઢગલા વચ્ચે રમતા શૈશવકાળ સરી ગયો... બાળકોનાં ટોળામાં રમતો ધનજી ધ્રુવતારક જેમ તરી આવતો હતો. ગળથૂંથીએ ગૂંથાયેલા માતા–પિતાના સંસ્કારો, સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષિત બનેલા ફઈ મ.સા. તરફથી પ્રેરણાની પિયુષવાણીનું થતું સિંચન. ભવાંતરમાં અધૂરી રહેલી આરાધના...ને ધર્મશિખરો સર કરવા

ઐકાન્તિક કને આત્યંતિક સુખ આત્મા
સિવાય કોઈ આપી ન શકે.

ધનજીભાઈનો ધન્યાત્મા જાગી ઉઠયો.

એક પથિક આત્માને મોક્ષનગરીના પ્રવાસ ભણી દોડ મુકવી હતી. જે બસ, આ ભીષણુ ભયાનક ભવાટવીમાં ભ્રમણુ કરી અકાળાયેલો, મૂંઝાયેલો, થાકેલો હતો જ. તેને વિષયોના વાદળ વિખેરી, કષાયોની કાલિમા કચડી નિર્મળ સાધનાપંથે ચાલવું હતું. તેને ભવસંગ્રામ-વિજેતા થવું હતું–મોહ લૂટારાથી સાવધ રહી, તપોબાણુના પરાક્રમ-રૂપ ધનુષ્યબાણુ વડે કર્મકંચૂક ભેદીને. કિંતુ...એ પાથિક ચાહતો હતો સથવારો...! અવિચલનગરી પ્રતિ પા...પા. પગલી માંડતા એક ધર્મમાતાની આંગળીએ ઝૂલવું હતું. ત્યાં તો...! સ્વપ્ન સાકાર થયું.

અનંતના પ્રવાસીને અષ્ટપ્રવચનમાતાની ગોદમાં રમવા એક ધર્મગુરુ મળ્યા.

'કમળની કોમળતા...કેસરકચારાની વિશ્રાંતિ
ચંદ્રની સૌમ્યતા. પછી ન રહે કમીના

બાલધન આત્મધનની ખોજમાં ખોવાઈ ગયો...ફઈ મહારાજ સહિબાનો આગ્રહ હતો. 'ભઈલા સ્થાનકવાસીનું રતન બનજે હો ને! પણુ ધનને તો ચંદ્રના કિરણોમાં આત્મધનની પ્રાપ્તિમાં રાહ દેખાઈ ચૂકયો હતો. સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું, "મહાસતીજી! જો મુખે મુહપત્તિ બાંધવાથી જ મોક્ષ થઈ જાય. તો હું ગોદડાના ઢગ બાંધી દઉં."

તેજવર્ય તેજસ્વી ચંદ્ર-કિરણોના શરણે અનંતના પ્રવાસીની મન-મક્કમતા લયલીન બની ગઈ. મુનિશ્રી ભુવનરત્નવિજયસૂરિ બની પૂ. ગુરુ મ૦ સા૦ આદિની વૈયાવચ્ચ દ્વારા અજબ વકૃતત્વ-શૈલીની ભેટ વડે જ ભવ-જીવો પર ભવ્ય અસર સાથે ધર્મ-શાસન પ્રભાવનાની શરૂઆત કરી. છ'રી પાળતા સંઘો, પ્રતિષ્ઠા-મહોત્સવો-અંજનશલાકા, દીક્ષા, વડીદીક્ષા પ્રદાનાદિના કાર્યો અપ્રમત ભાવે કરી 'સૌરાષ્ટ્ર કેસરી, બિરુદ ધારણુ કર્યું.

અવિસ્મરણીય આચાર્યપદ પ્રદાન પ્રસંગ રાજનગર મધ્યે સંવત

સાચા સુખ માટે માનવ પાસે
દિવ્યજ્ઞાન.દષ્ટિ હોવી જરૂરી છે.

૨૦૩૫માં યોજાયેલ જે હજુય નજર સમક્ષ તરવરે છે. પૂ. પ્ર. સાધ્વીશ્રી નેમશ્રીજી મ.ના પ્રશિષ્યા સા. વારિષેણાશ્રીજીને સિદ્ધલેખિકા પૂજ્યશ્રી કહેતા. તેઓશ્રીની પદવી પ્રસંગે જવાની અપૂર્વ ભાવના...પણ ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે? વિહારમાં વારિષેણાશ્રીજી સ્વર્ગવાટે સંચરી ગયા તેમના અધૂરા અરમાનો પૂર્ણ કરવા ભાંગેલુ હૃદય છતાં ય પૂજ્યશ્રીના પદવી પ્રસંગે તપસ્વી સાધ્વીશ્રી ત્રિલોચનાશ્રીજી આદિ સાથે અમે રાજનગર ગયા.

હજારોની માનવમેદની વચ્ચે પૂ. વિનયચંદ્રસૂરિજી મ. સા.ના વરદ્ હસ્તે તૃતીયપદે આરૂઢ થયાં. ત્યારે પૂજ્યશ્રીએ જે પ્રવચન કર્યું તેનો ગુંજારવ–માર્મિક નિર્દેશન જે વર્તમાન જૈન શાસન પ્રતિ કર્યો તે હજુ ય કાનમાં ગુંજી રહ્યો છે.

"મૃતસિંહના કલેવરને બીજા પશુઓ હેરાન કરતા નથી. પણ કલેવરમાં રહેલી કીડાઓ–જિવાત જ તેને ફોલી ખાય છે. તેવી રીતે મૃત પ્રાયઃ બનેલા જિનશાસનને અન્ય મતીઓ હેરાન નથી કરતા, જેટલા જિનશાસન મતીઓ. મારી ફરજ આજથી વધી રહી છે હું શાસનને વફાદાર રહું. અંદરના કીડાઓ દૂર થાય. જૈનશાસન–પતાકાનો વિજયધ્વજ મુક્ત ગગનમાં લહેરાય તેમ ઇચ્છું છું."

પદવી પ્રસંગોએ, ચાતુર્માસ તથા શેષકાળ દરમ્યાન શાશ્વતી ઓળીમાં જ્યારે જ્યારે અમોને પૂજ્ય ગુરુદેવની અમૃતવાણીનો લાભ મળતો ત્યારે ત્યારે ગૌરવ પૂર્ણ હૃદય બની જતું. એવા એક શિર-છત્રને અમ શિર નમતુ રહેતુ. અજબ અઝમતેજનું પ્રગટીકરણ થતું તેમના પ્રવચનોમાં પણ બ્રહ્મચર્યવ્રત – પાલનનો મીઠો – મધૂરો રણકાર સંભળાતો જેનો ધ્વનિ હજુયે ગૂંજ્યા કરે છે.

છેલ્લા પાંચેક વર્ષોથી અનેક રોગોથી ઘેરાયેલા છતાં તેમની આત્મ મસ્તીમાં કદીયે ઉણપ આવી નથી. ને સાથે રહી પુસ્તકોની સદા-કાળની મૈત્રી. સં. ૨૦૪૩માં મુંબઈ ચાતુર્માસ પધારવા અમદાવાદથી વિહાર કરતા પાલેજ મુકામે શરીર–સ્વાસ્થ્ય હાથમાંથી સર્યું. શિષ્ય-

આકુળતા એ દુઃખ લક્ષણ અને
અનાકુળતા એ સુખ લક્ષણ છે

પરિવારને કહ્યું, "યશોવિજય, રાજયશવિજય મારા દેહની ચિંતા ન કરો...મારો માર્ગ ક્લીયર થઈ ગયો છે." 'વપુવિનાશી તું અવિનાશી' વપુ વિનાશી મારો આત્મા અવિનાશી અજર...અમર છે. હું મારા શુદ્ધ સ્વરૂપને પામું. ને અંતકાલિન મૃત્યુમસ્તી સાથે શ્રી નમસ્કાર મહામંત્ર મસ્ત બન્યા.

ચૈત્ર-શુકલાની ચતુર્દશી પૂજ્યશ્રીના દેહ માટે ગોઝારો દિન બની ગયો... પૂજ્યશ્રી અનંતની વાટે સિધાવી ગયા. પૂજ્ય ગુરુદેવ !...ઓ ગુરુદેવશ્રી સૂરિદેવશ્રી...

આ શું કર્યું ? અમારે હજુ આપની જરૂર હતી ! શિષ્ય-પ્રશિષ્ય સાધ્વીવૃંદ-શાસન સહુ આપ ભણી મીટ માંડી રહ્યા છે ? અમોને છોડીને કેમ ચાલ્યા ? શો અપરાધ ? ક્ષમા કરજો એકવાર. સ્વર્ગેથી દિવ્ય આશીર્વાદ વાણી વરસાવો જેથી ભયાનક માર્ગ પ્રકાશવંત હો ઓ ! ગુરુદેવ ! !

આપની કૃપાકાંક્ષી સાધ્વી વજ્રસેનાશ્રીજી

## શું ? શ્રદ્ધાંજલિ, ચંદ્રના બાળને ?

ચૈત્રસુદ તેરસ મહાવીર જન્મની આનંદની ઊર્મિ ઉરમા સમાતી ન હતી, ત્યાં તો નિષ્ઠુર દૈવે ન વાંચી શકાય, ન કલ્પી શકાય એવા હૃદયવેધક ક્રૂર સમાચાર ચૈત્ર સુદ પુનમના પ્રભાતે મળતા હૃદય રડી ઊઠ્યું. કોને ખબર હતી કે અમારા અંતરના અવાજને બેસૂરો બનાવી દેશે ? શું અમારી ભાવનાઓ દિપક આપના હૃદયદ્વાર સુધી પ્રકાશીત નહોતો બન્યો ? શું આપની શિષ્યાઓની આરઝૂ આપને ન ગમી ?

મનમાં વિચાર્યું હતું કે ચાતુર્માસબાદ પૂ. પાદ સૂરિદેવશ્રી ભુવન-રત્નસૂરિ મહારાજના પ્રથમ દર્શન કરી નયનોને શાંતિ મળશે.

ઈન્દ્ર અને ચક્રવર્તીના સુખ પણ ચિત્ત
સ્વાસ્થ્યના સુખ પાસે તુચ્છ છે.

જૈનશાસનમાં વિદ્યમાન અનેક મહાપુરુષોમાંના એક અદ્વિતીય કોટીના મહાપુરુષ હતા. અનેકવિધ ગુણોના ખજાના. 'નીડરતા' એ એક અત્યંત પ્રસંશનીય, અનુકરણીય ગુણ હતો. કોઈની ય શેહશરમમાં તણાયાવિના શાસન ને શાસ્ત્રને વફાદાર રહેવાની વૃત્તિ જેમના જીવનમાં રોમરોમમાં વ્યાપ્ત હતી.

હજારોની મેદનીમાં જ્યારે વ્યાખ્યાન આપતા ત્યારે "આગમો અને સિદ્ધાંત"થી યુક્ત અમોઘવાણી સાંભળીને પૂ ગુરુદેવની અગાધ-શક્તિ ઉપર શ્રોતાઓ આફ્રિન થતાં. એવી અજોડ શૈલીના વ્યાખ્યાતા હતા. એવી સિંહગર્જના વ્યાખ્યાનોમાં નહીં સંભળાય!

શાસન સૂરક્ષક વીરપુરુષ, સિદ્ધાંત સમર્પક વિદ્વાન પુરુષની આવશ્યકતા હજી યે હતી, પણ શું થાય? આવા એક નહીં પણ અનેક ગુણો નમ્રતા, વચનસિદ્ધતા વગેરે હતા છ'રી પાલિત સંઘો કઢાવવા, એ સંઘોના સંઘર્ષનું નિરાકરણ–ઐકચતા લાવવી, એવા અત્યંત સહજતાથી કાર્યો કરનાર હવે કોણ? સર્વ રીતે તારક-ગુણ ગુરુદેવની રૂપરેખા વ્યક્ત કરવા અમો બિલકુલ શક્તિહીન-અસમર્થ છીએ.

દેહમાં ભયંકર વ્યાધિ હોવા છતાં ય તેમની સમાધિ ભદ્રંકર હતી. તેઓશ્રીની વિદાયથી શાસનરસિક આત્માઓ, જૈન–જૈનેતરોને અવર્ણનીય આઘાત થયો છે. શાસનને, સંઘને, અમારા સમુદાયને ન પૂરી શકાય તેવી મહાન ખોટ પડી છે. અસમર્થ એવી હું...અલ્પમાત્ર ગુણાનુવાદ કરી વિરમું છું.

શાસન દેવને પ્રાર્થના,
અમારી એ અભ્યર્થના.
સદા અમો પર સ્વર્ગેથી
અદૃશ્ય કૃપાના કિરણો વરસાવે
ગુરુચરણ–વંદનાજલિ ગાવે.

સાધ્વીશ્રી અનંતપ્રભાશ્રીજી

કષાય ને ઇંદ્રિયોથી જિતાયેલો આત્મા જ
સંસાર છે કષાયોને જીતનારો આત્મા મોક્ષ છે.

# પ્રવચન પ્રભાવક સૂરિદેવ !!

પ્રવચન-શક્તિ હતી જેહની, સૌ મુનિગણુથી ન્યારી,
તેહથી ઉજ્જવળ શોભી રહી'તી કેસર કેરી ક્યારી.
જિનશાસનમાં કીર્તિ જેહની સર્વત્ર ફેલાઈ'તી સારી,
ગુણ તમારા શું પામું ગુરુજી આશિષ દ્યો એવી પ્યારી.

પ. પૂ. આચાર્ય દેવશ્રી ભુવનરત્નસૂરિ ગુરુદેવજી ગુણોના મહાસાગર સમ એ ગુરુદેવના ગુણોનું વર્ણન હું સાવ અજ્ઞાન અને સામાન્ય સાધ્વી થઈને શું લખું ? મારું તે શું ગજું ? ગુણ આલેખન કરવાનું ? પણ તો ય ગુરુભક્તિથી ભીંજાયેલા મનમાં તરવરાટ જાગ્યો કાંઈક લખવા માટે એમના વિશિષ્ઠ – જ્ઞાનગુણથી પ્રેરાઈને સ્તો...!!!

એ, ગુણનિધિ ગુરુદેવના ગુણ-વૈભવનું આલેખન કરવામાં એક વિશેષાંક પણ નાનો પડે. પણ અહીં માત્ર વર્ણન કરું સર્વને નજરે ચડતો, શ્રોતાઓ પર જાજ્જવલમાન ઝળહળતો ગુણ સિતારો – એ છે એમની પ્રભાવક 'પ્રવચનશક્તિ'!!

પરમાત્મશાસનના પરમતત્ત્વોને પામવા માટે એક સૂગમમાર્ગ છે જિનવાણીનું. શ્રવણ...એ શ્રવણથી ભવની ભયંકરતા અને મોક્ષની ભદ્રંકરતા સમજાય...આજના ભૌતિકવાદમાં ફસાયેલા જીવોને જિનવાણીનું શ્રવણ એ જ તારક છે...

ભવ-જીવોને ફસાયેલાથી જ્ઞાન-દ્વાર ખોલવામાં સમર્થ હતી. પૂ. ગુરુદેવની અનોખી વ્યાખ્યાન શૈલી તેમનું પ્રવચન માત્ર મનોરંજન નહીં, દોષ ભંજક, ધર્મ જીવનપ્રેરક સંયમ પ્રભાવક નિખાલસપૂર્ણ રહેતું. તલસ્પર્શી આગમિક અભ્યાસનાં કારણે તેઓશ્રી – કયા આગમમાં, કયો પાઠ સાંક્ષી સહિત સદૃષ્ટાંત આપી શકતા જિનતત્ત્વદર્શન – માર્મિક રહસ્યોના જ્ઞાતા હતા. એ રહસ્યો શ્રોતા સમક્ષ સરલ, મનોરંજનપૂર્ણ પ્રેરણાપૂર્ણ સહ ભવજીવો—બાળજીવો સમક્ષ કેમ રજૂ કરવા તેઓના એ વિજ્ઞાતા હતા.

તેઓશ્રી વંદનાર્થે જઈએ તો મહર્ષિકૃત ગ્રંથસાગરમાં નિમગ્ન

જીવનમાં સરલતા હોય તો માનવી આખા જગતમાં પૂજનીય છે.

હોય, બિનજરૂરી વાતોથી દૂર રહી જ્ઞાન અભ્યાસમાં જાણે ભંગાણુ પડતું લાગે. વંદનાએ આવનાર મુમુક્ષુ કે સાધ્વી મહારાજ સાથે ઔચિત્ય પૂરતું બોલે. અથવા સુંદર હિતશિક્ષા આપે.

વિશિષ્ઠ જ્ઞાની પ્રવચન પ્રભાવક સૂરિદેવના પ્રવચનોનો ખાસ લાભ બહું નથી મળ્યો. પરંતુ જિનશાસનમાં થયેલ નવપદજીનાં સુસાધક શ્રી પાલરાજાનો રાસ, જે આત્મિક આલ્હાદ સાથે અવર્ણનીય મધુર સ્વરે શાસ્ત્રીય સંગીત સહ સાંભળવો એ એક દુર્લભ લ્હાવા સમાન ગણાય. એમના પ્રવચનો ખૂબ હૃદયસ્પર્શી, કંઈક ભવજીવોને ભવ્યજીવન આપતા, સન્માર્ગી બનાવ્યા ને શાસનરાગી બનાવનારા છે.

ભુવનમાં રત્નસમ એ ભુવનરત્નસૂરિશ્વરજી મહારાજની જિનશાસનને જ્યારે જરૂર હતી ત્યારે ગોઝારા કાળે છીનવી લીધા...

જૈન-શાસન છત્ર સમા ગુરુદેવ ગયા. પણ એમના રોમેરોમે જે જ્ઞાનરમણતા હતી. તે આપણે આંશિકપણે અપનાવીએ અને એમનાં ગ્રંથોમાંથી મેળવીએ પ્રકાશ...એ જ શ્રદ્ધાંજલિની એક અભ્યર્થના પ્રવચન પ્રભાવક ગુરુદેવને કહું છું...

" શાસનરક્ષા કાજે ગુરુવર જીવન હતું તમારું,
મસ્તક સૌના ઝૂકી જતાં એવું વક્તવ્ય તમારું."
મતભેદ મિટાવી, હાથ જોડીએ હળીમળી,
સ્વીકારો ગુરુ શ્રદ્ધાંજલિ વંદન તમને લળીલળી.

—સાધ્વીશ્રી વિશ્વજ્યોતિશ્રીજી

## કેવલ રહી કોમલ યાદો

કષ્ટ નિવારે ગુરુ ઈહલોક,
દુર્ગતિથી વારે ઈહલોક.
સન્મતિ હોય ગુરુ દેવતા
ગુરુદેવો ને ગુરુદેવતા.
ઓ ! મારા... પરમ ઉપકારી, સરળ સ્વભાવી પૂજ્ય ગુરુદેવ !!!

ક્રોધ એ તો વર્ષોની પ્રીતિનો વિનાશ કરાવે છે
અને અનેકો સાથે વેર કરાવે છે.

આપશ્રીની પુનિત નિશ્રામાં મારી વડીદીક્ષાનો યોગ થયેલ. મારી બાલ્યવય હોવાથી યોગ સારી રીતે પૂરા થાય તે માટે વાસક્ષેપ નાખીને યોગ પૂરા કરાવ્યા.

હંમેશા સુખશાતા પુછીને એમ કહે કે નાના મહારાજ નિવીમાં ને આયંબિલમાં તમારી ભક્તિ બધા કરે છે ને. હું નાની હોવાથી પૂજ્યશ્રીએ મારું નામ ટીનું પાડ્યું હતું. પૂ. આચાર્ય ભગવંતશ્રીનું વ્યાખ્યાન હું નાની હોવા છતાં મને બહુ સારી રીતે સમજાઈ જતું બધું ય મને યાદ છે.

છેલ્લે, અમે થલતેજથી વિહાર કરવાના હતા. ત્યારે મને કહ્યું કે, 'તમે ખૂબ ભણજો અને ગુરુ મહારાજની સેવા કરજો.' પૂજ્ય મોટા મ.સા.ને કહે કે, આ સાધ્વી તમારી બહું જ ભક્તિ કરશે. આપણા સમુદાયના પૂ. સાધ્વીશ્રી નેમશ્રીજી મ.સા. પછી નાની ઉંમરમાં મારી દીક્ષા થયેલ. તેથી સમુદામાં સૌથી નાના છે એવું ઘણીવાર કહેતા. આવા અજોડ જ્ઞાની પૂ. ગુરુજી અમોને અટૂલા મૂકીને સ્વર્ગે સિધાવી ગયા.

સ્વર્ગેથી અમને આશિષ આપજો.

પૂ. સાધ્વીશ્રી વિનયપ્રભાશ્રીજી મ.ની
આજ્ઞાંકિત બાલસાધ્વીશ્રી કૈવલ્યપ્રભા.

# તે દિન ચૈત્ર શુકલા ૧૪...

પૂજ્યપાદ આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિજીના કાળધર્મ પામ્યાના સમાચાર સાંભળતા–"કાળજું કંપી ઉઠ્યું. વિરહનો વીંઝતો વાયુ રાંક–શિષ્યોના રત્નને રોળી નાખનારો, સમાજના સ્તંભને તોડનારો, સમુદાયની શાંતિને આંચકો આપનારો, શાસનના હીરને હણનારો તે દિન ચૈત્ર શુકલા ૧૪"

ક્રોધી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય
પુરુષાર્થમાં સફળતા સાધી ન શકે.

અસહ્નીય સમાચારથી જૈન સમાજે ખોટ ખાધી, શાસને શાસક ગુમાવ્યો, શિષ્યોએ શિરછત્ર ઢાંકણ ગુમાવ્યું. સમગ્રતયા જૈન જગતને અફસોસ, ગ્લાનિ, શોકનું તીવ્રત્તર મોજું ફરી વળ્યું.

કંઈક સૂતેલાઓને જિનવાણી–ઝાલરથી જગાડનાર શું ચિર-નિદ્રામાં પોઢયા ? કયાં સંતાયા અનુપમ ચરિત્રજીવનને લઈ બનેલ જૈન-શાસન કર્ણધાર ? જ્ઞાની ગુરુદેવ ! જ્ઞાનામૃત પીરસતા અધૂરા ભોજન પીરસીને પ્રયાણ કરી ગયા ? ગુણગિરિમાં વહેતા...ગરવા ગુરુદેવના વાત્સલ્ય વહેણ શું સૂકાઈ ગયા ? ભગવાન મહાવીરના નિર્વાણે જે આઘાત અનુભવ્યો એવો જ કંઈક વજ્રઘાત ભાવવિભોર શિષ્યો–શિષ્યાઓ અને સમગ્ર સમુદાયે પણ...

ગુરુવાણીના પડઘા કાનમહી ગૂંજે–इमं शरिरं अणिच्च ! सर्वं क्षणिकम्" । 'નિત્ય છે માત્ર આત્મા, શરીર નાશવંત' સરલતાથી સરલતાની શીખ, નમ્રતાનું નત્યનંગ ધરી, નિર્વાણ–તૈયારી, નિભિંકતાની ભવ્યભેટ આપી ભવપંથ ટૂંકો કર્યો જૈન-જગતને જીવનના તેજકિરણો તેજમય બનાવી ચાલ્યા...વિરાગની વાસળી વગાડી–આત્મજાગૃતિનો ઝંકાર જગતને સંભળાવ્યો. વરસાવી ચારિત્ર્યની ચાંદની ચતુર્વિધ સંઘને આપ્યું સંયમ-જીવનનું શીતળદાન...સાથે સાથે આપ્યું સત્ય ધર્માચરણનું ભાન વિરતિની વાટ બતાવી વિરામ પામ્યા.

હવે, સામે માત્ર તમ–જીવનના ગુણસાગર ગુરુદેવ ! વિરલ વ્યક્તિત્વધારી, અનેકગુણથી પૂર્ણ બસ, આપણે સૌ કોઈ જીવનમાં એમના એકાદ ગુણને વિકસાવી તે પંથના રાહી બનવા પ્રયત્ન કરીએ !

જયાં પણ બિરાજિત આપનો આત્મા ત્યાં શાંતિ પામે, અધૂરી સાધના પૂર્ણ કરી મુક્તિ સુખને પ્રાપ્ત કરે. એ જ અમારા સૌની ભાવભરી શ્રદ્ધાંજલિ

મહાસતી પૂ. સરોજબાઈ મ.
પૂ. મહાસતી સુજાતાબાઈ મ. ( બોટાદ સં૦ )

મિથ્યાદૃષ્ટિ તો અર્થને અનર્થરૂપ માને છે

# વસુંધરાનું વહાલુ રતન

મહાપુરુષ કા જીવનચરિત્ર;
હમે નસિયત કરતે હૈ,
હમ ભી અપના અપના જીવન;
ભવ્ય ઉજ્જવલ કર સકતે હૈ ।

રત્ન... હા એક મા-જનની કૂખે અવતરે ને બીજુ મા વસુધાનું રત્ન ! મા જનનીનું રત્ન મૂલ્યવાન પણ, મા-વસુધાનું રત્ન અણમોલ... ના ન થઈ શકે એના મૂલ્ય ! ઉભય સિદ્ધિ ધરાવતું,...ઉભયના અંતર અજવાળતું...આલમને ય પોતાના અતંરે અજવાળતું એ રત્ન...એ અણમૂલ રત્ન જ હોય ને જ વળી ? આવા જ એક જ એક રત્ન... સહુના લાડીલા, ધર્મસમાજના માનીતા, જૈનશાસનના જાણીતા શ્રદ્ધેય ગચ્છાધિપતિ પૂ. આ. શ્રી ભૂવનરત્નસૂરિજી મહારાજ સાહેબ !

હાં પ્રત્યક્ષ તો જેનો અલ્પ પરિચય હોવા છતાં અધૂરો એ પરિચય પણ ખૂબ જ મધુરો બની ગયો છે તેથી જ એ મહામૂલા રત્નને સ્મરણાંજલિ આપવાની પ્રેરણા સ્ફુરે જ ?

કર્ણ તો પાવન હતા એમની ખ્યાતિની ખુશબોથી...પરંતુ આંખને એની સાખ પૂરવી હતી...ને તેથી જ મનની પાંખને તૈયાર કરી, પ્રથમ દર્શન કર્યા સૂરેન્દ્રનગર ઉપાશ્રયે. કાંઈ આડી અવળી વાત ન કરવાનો એમનો મુદ્રાલેખની ત્યારે જ છાપ પડી...થોડી મિનિટોમાં અરિહંતાદિનો મહિમા-સ્તવના દ્વારા 'પ્રસાદ' પીરસી દીધો એને અમે 'પીપરમેન્ટ' જેમ વાગોળતા વિદાય થયા...

ફરી બીજી વાર...૮૩ની એ સાલ, એમનુ ને અમારું ચાતુર્માસ સુણુંઠ થોડાક દિવસોમાં એમના આવાગમને આવી લોકોમાં ઉત્સાહની ભરતી ! સરસ...ચાતુર્માસ તરસ છીપાવે તેવું, એવા આનંદની અભિવ્યકિત, ને થયું કે કયાંય અછાના રહેતા હશે રત્નના અજવાળા ! એના તેજથી સ્તો સમાજ કેવો ઝગમગે છે...અને એક દિ...

જન્માંધ કરતાં મિથ્યાદષ્ટિ ભયંકર છે.

એક દિ અમે પણ ચાલ્યા પ્રેરણાની એ ગંગોત્રીમાં સ્નપિત થવા. ને પૂજ્યશ્રી મ. કહે, તમે આવ્યા? ભલે... 'મૈત્રીભાવ' ને વિસ્તૃત કરે તે જ સાધક વગેરે વગરે. મૈત્રી આદિ ભાવોની હૃદયસ્પર્શી થોડી વાત જે અનુભવગમ્ય વાણી હતી. હૃદયરકતે વણાયેલ ત્રીભાવની જ ગવાહી આપતી અત્યંત સ્પર્શી ગઈ ને હૈયુ બોલી ઉઠ્યું, "Any comes from the heart, goes to the heart" એક સ્વીચ ઓન કરે ને પ્રકાશ ઝળઝળી ઉઠે ને સ્વીચ ઓફ કરેને લાઈટ બંધ એમ પ્રવાહ શરૂ થયો. હૃદય અજવાળા અજવાળા પામવા લાગ્યું, ત્યાં જ ફટ્ વાકધારા બંધ કરી કહે કે બસ...શાતામાં રહેજો કામકાજ હોય તો જણાવજો, લ્યો એમ કહીને પોતાનું વાંચવા લાગ્યા. ને અમને વિદ્દાયનો સંકેત મળી ગયો. ન કોઈ આડી અવળી વાત, ન કોઈ પૂછપરછ! કોલેજમાં પ્રોફેસર પિરિયડ દઈને જતા રહે તેવું સંવેદન લઈ અમે ગયા. કાને-અંતરમાં ય દિવસો સુધી એ વાણી ગુંજ્યા કરી...

ફરી આવ્યા એ પર્વાધિરાજના એ પનોતા દિવસો...ત્યાંના બે સંઘોનો રિવાજ એક સાલ શ્રીસંઘ સાથે ચાતુર્માસસ્થિત સંત સતીજી મૂર્તિપૂજક ઉપાશ્રયે ને બીજી સાલ સ્થાનકવાસી ઉપાશ્રયે બિરાજિત થાય ને સમુહ ક્ષમાપનાનું આયોજન થાય. આ રીતે અમો પણ શ્રી-સંઘ સાથે સંમિલિત થઈ ત્યાં ગયા. પૂજ્ય આ. શ્રીની તબિયત ખૂબ નાંદુરસ્ત થઈ ગઈ હતી...છેલ્લા દિવસોમાંય નિયમિત વ્યાખ્યાન નહીં વાંચી શકેલ છતાં યે એ દિવસોએ ક્ષમાનું હાર્દ હાર્દિક રીતે જે સમજાવ્યું તે 'Short but sweet' જીવન પાથેય બની ગયું... પછી શારીરિક કારણે પૂજ્યશ્રીને પ્રવચન વચ્ચેથી ઉઠવું પડ્યું. મારે શિરે પણ જે 'ક્ષમાપના' વિષેયત્ કિંચિત્ બોલવાનું હતું... [પણ પૂજ્યશ્રીની હાજરીમાં સંકોચ થતો...] ત્યાં વચ્ચેથી તેમને જવું પડ્યું તો પૂજ્યશ્રી એ કહેતા ઉઠયા કે "બીજો વિકલ્પ ન કરશો, મારે ઉઠવું પડે તેમ છે શારીરિક ક્રિયા માટે" ત્યારે પણ મહાપુરુષની મહાનતાનુ દર્શન સહજતાથી પામ્યા.

અભ્યંતર એવી જ્ઞાનજ્યોતિ તત્વરૂપે પ્રતિભાસિત
થાય તે જ યથાર્થ સમ્યગ્દર્શન છે.

આમ ત્રણેકવાર દર્શન થયેલ...પણ તેઓશ્રીની સાધુતાની સુવાસ યાદ થકી અંતરનો ઓરડો મહેંકે છે. પછી મહુવા ને અમરેલી ચાતુર્માસોની પૂજ્યશ્રીની શાસનપ્રભાવનાઓની પરિમલ પરોક્ષ રીતે ત્યાં ત્યાંના નિકટવર્તી શ્રાવકો દ્વારા પણ જાણવા મળેલ ને હૃદય હંમેશ મહેસુસ કરતું કે.

કેવું પાવન, યશસ્વી પ્રેરક જીવન!

અહો! અપૂર્વ છે પૂજ્યશ્રીનું જીવન-ઉપવન!

જેમ બગીચા પાસે સુવાસને સૌંદર્ય સહજતાથી માણવા મળે એમ આવા મહાપુરુષના જીવનબાગ પાસે આવનારને ચારિત્ર્યની સુવાસ ને આત્મગુણોનું સૌંદર્ય જરૂર મળતું. વાહ! ધન્ય સંત જીવન!!!

અચાનક એમના કાળધર્મના સમાચાર મળતાં થયું હોય! હીરલો હરાઈ ગયો! શાસન રત્ન રોળાઈ ગયું? ઉદારતાનો ઉદધિ સુકાઈ ગયો?

ગંભીરતા, ઉદારતા, મહાનતા,
પાવનતા, પ્રેરકતા, પ્રભાવકતા,
શે! પુરાશે એ શાસનપ્રભાવકની ખોટ?
ધર્મસમાજને મૃત્યુએ તો લગાડી જબરી ચોટ!
વંદન હો ભવ્ય જીવન ભેટ દેનાર,
એ ભદ્રિક આત્માને!
અપૂર્વ સૌમ્ય ને સરલતાથી જીવી જનાર,
શ્રદ્ધાંજલિ—સૂમનો એ સરલાત્માને!
ચરિત્ર્ય-સંયમ જીવન થકી પ્રેરણા દેનાર,
પ્રણિપાત! પ્રણિપ્રાત એ પવિત્રાત્મા ને!

અંતે એમનો સાધક આત્મા જ્યાં ગયો હોય ત્યાં ફરી વિતરાગ શાસનનું સંધાન પામી અધૂરી સાધના પૂર્ણ કરી વહેલા વહેલા સિદ્ધિ વરો... સિદ્ધિ વરો સિદ્ધિ વરો એ જ અભ્યર્થના, શ્રદ્ધાંજલિ સુમન.

—મહાસતી અરૂણાબાઇ

પૌદ્ગલિક સુખનો રાગ એ બધા પાપોનું મૂળ ઉત્પત્તિ સ્થાન.

પૂજ્ય સૌરાષ્ટ્ર કેસરી આચાર્ય દેવશ્રીના સ્વર્ગવાસના સમાચારો ભારતભરમાં ફરી વળતા પૂજ્યશ્રીની ધર્મપ્રભાવનાને ધર્મકરણીની ગુણાનુંરાગતા દર્શાવતા જેમના પત્રો–લેખો–આવેલ તેમના પ્રથમ તારો પણ આવેલ, તે સીવાય પણ આવેલ, તે સીવાય પણ જેમના તારો આવેલ તે....

પૂ. આચાર્યદેવશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ.
પૂ. આચાર્યદેવશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ.
પૂ. આચાર્યદેવશ્રી વિજયસુબોધસૂરીશ્વરજી મ.
પૂ. આચાર્યદેવશ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મ.
પૂ. આચાર્યદેવશ્રી અશોકચંદ્રસૂરીશ્વરજી મ.
પૂ. આચાર્યદેવશ્રી વિજયવિનયચંદ્રસૂરીશ્વરજી મ.
પૂ. આચાર્યદેવશ્રી જયચંદ્રસૂરીશ્વરજી મ.

પૂ. પંન્યાસશ્રી દાનવિજયજી મહારાજ
પૂ. મુનિરાજશ્રી ધર્મધ્વજવિજયજી મહારાજ

સાધ્વીશ્રી કલ્પગુણાશ્રીજી મહારાજ
સાધ્વીશ્રી ચંદ્રયશાશ્રીજી ,,
સાધ્વીશ્રી મેરુશીલાશ્રીજી ,,
સાધ્વીશ્રી આનંદીશ્વરાશ્રીજી ,,
સાધ્વીશ્રી પ્રભાશ્રીજી ,,
સાધ્વીશ્રી શ્રેયસ્કરાશ્રીજી ,,
સાધ્વીશ્રી વનીતાશ્રીજી ,,
સાધ્વીશ્રી સુર્યપ્રભાશ્રીજી ,,

**તત્ત્વદૃષ્ટિએ કોઈ પદાર્થ બૂરા નથી અંદરના રાગદ્વેષ બૂરા છે.**

# નિડર શાસન કેસરી

# સત્યપ્રિય સૂરિદેવ ગયા...

પરમ પૂજ્ય ગચ્છાધિપતિ આચાર્ય શ્રી ભુવનરત્નસૂરિશ્વરજી મ.સા. ચૈત્ર સુદ ૧૪ ના દિવસે કાળધર્મ પામતા સમસ્ત ભારતભરના જૈનસમાજ અને શાસનને કદી પણ ન પૂરી શકાય તેવી મહાન ખોટ પડી છે. જીવન કેટલું ક્ષણભંગુર છે, તેનો સચોટ ખ્યાલ આપણને તેમના કાળધર્મ પામ્યાની ઘટનાથી આવી શકે તેમ છે.

મહાપુરુષો અને સંતોના જન્મ, જીવન ને મૃત્યુ જગતને પ્રેરકરૂપ હોય છે. ધરતી તો નિરાલંબા - નિરાધારા છતાં સંસારને માટે આલંબનરૂપ છે. કેમ કે સત્યના બંધને બંધાયેલ છે. એ સત્યને સંતો - મહાપુરુષોનો આધાર છે. ભયંકર ઝંઝાવાતી ઝડપે વિનાશના માર્ગે જઈ રહેલી વિશ્વની પ્રજાને સત્ય, અહિંસા, સદાચારના માર્ગે વાળવા જન્મ લઈ મહાનસંતો જીવન-સાર્થક કરી અમર બને છે. પૂ. આચાર્ય ભગવંત આવા જ કોટિના સંત થઈ ગયા.

તેમનો જન્મ રાજસ્થાન : મારવાડના ખેતાસર ગામે થયેલ, નાની વયે દીક્ષાગ્રહણ વારસામાં મળ્યા. માતા-પિતાના ધર્મ સંસ્કારો જે પૂજ્યશ્રીએ ઉજ્જવલ કર્યા. તેઓશ્રીના પરમગુરુ આચાર્યશ્રી કેશરસૂરિશ્વરજી મ. પાસે જ્ઞાનધર્મ પામ્યા ને ઉન્નતિના એક પછી એક સોપાન સર કર્યાં. સં. ૨૦૩૫માં અમદાવાદ મુકામે આચાર્યપદની પદવીની પ્રાપ્તિને શાસનના શિરતાજ બન્યા. તીક્ષ્ણ બુદ્ધિ, શાસ્ત્રના અતિગુઢ મર્મને આત્મશકિતથી જાણવાની તેમનામાં અદ્ભુત શકિત. સ્વાધ્યાય, સંયમ-પાલન અનેક ગુણના સાગર સમાન, શાસન પ્રત્યેની શ્રદ્ધા અને તીવ્ર-રાગ નિડર વક્તૃત્વ, પ્રભાવક વ્યક્તિત્ત્વ, સૌરાષ્ટ્ર કેસરી શ્રી ભુવનરત્ન-સૂરિશ્વરજી. મ. સાહેબે પોતાના સમગ્ર જીવન દરમિયાન અનેક જીવોને પોતાની સાદી, સરળ અને સિંહગર્જનાસમી–શૈલીમાં પ્રતિબોધ પમાડીને સદાચાર નીતિ, ન્યાય, અહિંસા અને સત્યના પંથે વાળવામાં અને

પરસ્પૃહા એ મહાદુઃખ છે ને નિઃસ્પૃહતા એ પરમ સુખ.

અનેક દુર્ગુણોમાંથી છોડાવીને, પોતાનું જીવન જૈન સમાજને અર્પણ કરી, ઉજ્જવલ કરી ગયા.

તિર્થંકર પરમાત્માની આજ્ઞા, સિદ્ધાંતનો આદર્શ આંખ સામે રાખીને, આજ્ઞામય જીવન જીવીને તેમની દિવ્ય અને મધૂરભાષિત વાણીથી દેશના આપી સમસ્ત વિશ્વને આદર્શ જીવન જીવવાની કળા બતાવીને આપણા મહાન ઉપકારી ગુરુ બન્યા, જેમ ગુરુઓ, ભગવંતો જીવી જાણે, તેમનું મૃત્યુ પણ ભવ્ય હોય છે.

ગુરુદિવો, ગુરુદેવતા, ગુરુવિણ ઘોર અંધાર,
જે ગુરુ વાણી વેગળા તે રઠવડિયા સંસાર.

કળિયુગના ભયંકર ભૌતિક વાતાવરણમાં ચેતવણીરૂપ રેડ સિગ્નલ બતાવી ગુરુ સાચો માર્ગ બતાવે છે, " ભાઈ, અજ્ઞાનનો અંધકાર દૂર કરી આ જ્ઞાનદીપને લઈને સત્યના માર્ગે ચાલ ગુરુ દીવો છે ગુરુ સાક્ષાત્ દેવ સ્વરૂપ છે અનંત ભવના મહાઉપકારી આજે ગુરુદેવ દેહસ્વરૂપે નથી. તેમણે આપેલા પ્રવચનો, આદર્શો, રચેલી દિવ્યવાણી સ્વરૂપ ગ્રંથો તો આપણી સામે જ છે.

વિ. સ. ૨૦૦૫માં શ્રી રાજકોટ જૈન તપગચ્છ સંઘને આંગણે તેઓશ્રીનું પ્રથમ ચાતુર્માસ થયેલ. અપૂર્વ તત્ત્વજ્ઞાનથી ભરેલ વાણીથી શ્રોતાજનો મંત્રમુગ્ધ બની જતા. એ સમયે વ્યાખ્યાન હોલ ખૂબ જ નાનો પડતો હોવાથી ઘણા શ્રોતાઓ તેમની વાણીથી વંચિત રહેતા નિરાશ થઈ જતા. આ સ્થિતિ નિવારણાર્થે મોટો વ્યાખ્યાન હોલ બનાવવા શ્રીસંઘને પ્રેરણા આપી સદ્ઉપદેશ કર્યો અને તેમના ફળરૂપે તે જ વખતે નવો મોટો ભવ્ય વ્યાખ્યાન-હોલ બનાવવાનો સંઘે નિર્ણય કર્યો. અને બે વરસમાં તો નવો વ્યાખ્યાન હોલ સુંદર અને ભવ્ય રીતે તૈયાર પણ થઈ ગયો.

સંવત ૨૦૦૯માં બીજું ચાતુર્માસ તેમનું થયેલ તે વખતે આ વ્યાખ્યાન હોલ પણ નાનો પડવા લાગ્યો. એટલી બધી મોટી સંખ્યામાં શ્રાવકો – શ્રાવિકાઓ તથા જૈનેતરો તેમની વાણીનું શ્રવણ કરવા આવતા હતા. તેમનો મધૂર કંઠ, સમજાવવાની શૈલી સરલ ભાષાને લઈ શ્રોતાઓ

સુખી થવાનો શ્રેષ્ઠ માર્ગ સદ્ અનુષ્ઠાનનું પ્રવર્તન કરવું.

ભાવવિભોર બની જતા, અનેક આત્માઓ પોતપોતાની ગ્રહણશક્તિ અનુસાર ધર્મને પામી જતા. માત્ર રાજકોટમાં જ નહીં પણ જ્યાં જ્યાં તેમનું ચાતુર્માસ થતું તે સર્વે સ્થળોએ એકેક દિવસ જાણે મહાન ઉત્સવનો હોય તેવો ઉલ્લાસ ભર્યો પસાર થતો. અનેક ધાર્મિક અનુષ્ઠાનો, તપસ્યાઓ તેમની નિશ્રામાં થતાં અને નાના-મોટા સર્વે યથાશક્તિ ધર્મલાભ પામતા હતાં. અહીં રાજકોટ તેમના ચાતુર્માસ દરમ્યાન અનેક ઉલ્લાસભર્યા અનુષ્ઠાનોનું આયોજન થયું. ૪૪ જેટલા તો મૂલ્યવાન છોડ ભરાયા. સંઘમાં એવા પ્રકારનું વાતાવરણ સર્જાયું કે જાણે ચોથો આરો ચાલતો હોય...!

સં. ૨૦૩૬માં પૂજ્યશ્રીનું ત્રીજું ચાતુર્માસ થયું. ભવ્યાતિભવ્ય સામૈયા સાથે રાજકોટના ઈતિહાસમાં ન થયું હોય તેવું વિરલ હતું. ૧ કિ. મી. લાબું સામૈયું હતું – તેમાં ૩૦૧ બેડાવાળી કુમારિકાઓ, ૪૧ સ્કૂટર, ૧૧ ઘોડા, મોટરો, પાઠશાળાના બાળકો, સાથે સાથે પોલિસ બેન્ડ, ડીસાનું બેન્ડ વગેરે ચાર બેન્ડ-પાર્ટી હતી. સાજન-માજન ગુજરાતના આરોગ્યમંત્રી શ્રી મનોહરસિંહજી જાડેજા તે ઉપરાંત શહેરના પ્રસિદ્ધ ઉદ્યોગપતિઓ વગેરે ઉપસ્થિત હતા. વ્યાખ્યાન હોલ તો હાઉસફૂલ... ચિક્કાર; બેસવાની જગ્યા પણ મળે ક્યાંથી? તપશ્ચર્યાઓ સારા પ્રમાણમાં હતી.

આવી ભવ્યાતિભવ્ય શાસનાપ્રભાવના તેમના તપ, તેજસ્વી, ગુણસાગર પૂર્ણ જીવનયાત્રાને લઈને રતો! એમના અનેક મુખ્ય નોંધ પાત્ર ગુણોને દર્શન–પરિચય સાથે પ્રેરણા મેળવીએ. અત્યંત પ્રભાવી વાણીથી ઉપદેશ સાથે શ્રાવક–શ્રાવિકાઓ આત્મોથાન માટે દાન કરવાની પ્રેરણા અને હૃદયસ્પર્શી ઉપદેશના કારણે સાતેસાત ક્ષેત્રો છલકાવા માંડ્યા હતા. તેઓશ્રીની વચનસિદ્ધિ એટલી અદ્ભુત હતી કે જ્યારે જ્યારે ધાર્મિક અનુષ્ઠાન માટે કે કોઈ ખાસ ક્ષેત્ર માટે શાસનના કોઈપણ કાર્ય માટે તેમના તરફથી રજૂઆત થતા શ્રાવકોના ઉત્સાહ પૂરની માફક ચડતા. પરિણામ વારો રહેતો અને તુર્ત-જ કાર્યસિદ્ધિ

મોક્ષના ધ્યેયપૂર્વકના શુભોપયોગથી ઘણાં ય
અશુભકર્મો ક્ષય થવાના.

હાસલ થઈ જતી.

ગુણસાગર ગુરુદેવ !! સ્વભાવે તદ્દન નિઃસ્પૃહી અને નીડર હતા. તેથી જૈન સમાજે એમને 'સૌરાષ્ટ્ર કેસરી' તરીકે બિરદાવ્યા. પરંતુ ખરેખર તેઓ 'ભારત કેશરી' જ હતાં. સત્યનું પ્રતિપાદન, સંઘ–ધર્મસિદ્ધાંતોમાં અદ્ભૂત દઢતા, અપૂર્વ શ્રદ્ધા અને કોઈની પણ શેહમાં આવ્યા વગર જે સત્ય હોય તે જ પ્રમાણે કરવાના આગ્રહી મનોબળ-વાળા હતા. અનેક ગુણોના ભંડાર સમા 'ભારત કેસરી'નું બિરુદ તેઓ શોભાવતા. સિદ્ધાંતોની બાબતમાં ગમે તેટલો ને ગમે તેવો લાભ દેખાતો હોય તો પણ બાંધછોડ કરતા નહીં. પરંતુ ગમે તેવા કપરા સંજોગોમાં ચલિત થતા નહીં. આવી તેમની અનેક સિદ્ધિઓ હોવા છતાં તેઓ તેને પોતાનો ગુણ માનતા નહીં પરંતુ પોતાના ગુરુની પરમ-કૃપા છે એવી માન્યતા વારંવાર પ્રદર્શિત કરતા.

તેમના જીવનના દીક્ષાપર્યાય દરમ્યાન જૈન શાસનને દીપાવે તેવા ઘણા પ્રસંગોનું સર્જન કરેલ છે. જે જૈન શાસનના વર્તમાન ઈતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થશે. અરે, ઘણા છ'રી પાલિત સંઘો તેમની નિશ્રામાં નીકળેલ છે.

ભોગપ્રધાન યુગમાં પંચમહાવ્રતધારી સાધુ-સાધ્વીનો સમાગમ અતિ દૂર્લભ છે. એવા સમયે આપણને શાસન કેસરી, નિડર, સંયમી, સત્યપ્રિય ગુરુ મળ્યા એ આપણા અહોભાગ્ય જ ગણાય. આ સંસારે મનુષ્ય જીવનને સાર્થક કરનારા વિરલાઓ તો કોક જ જોવા મળે ને ?

મહાપુરુષો ને સાધુ-સંતો કાળધર્મ પામવાની ઘટનાં એક અપેક્ષાએ શોક કે દુઃખનો પ્રસંગ નથી, કારણ કે આવા મહાત્માઓ પોતાના જીવન દરમ્યાન ધર્મ–સાધના ને સંયમથી આત્માની ઉચ્ચગતિ નિર્માણ કરી દીધી હોય છે અને નિશ્ચયથી તેઓ થોડાક ભવોમાં પરમપદને પામે છે. દુઃખનો પ્રસંગ તો આપણા જેવા સંસારી અનુયાયીઓને હોય છે કારણ કે આપણી મોક્ષ-માર્ગ આરાધનાની સાધનામાં પરમ-ગુરુ સમા પથદર્શક ગુમાવીએ છીએ, એ કારણે આપણને શોક-સંતાપ

**પુણ્યપ્રકૃતિ બાંધનારો જીવ નિશ્ચિતપણે**
**ત્રીજા ભવે મોક્ષ પામવાનો.**

રહે છે. પરમગુરુના અભાવે આપણે નિરાધાર, દિશાહીન બની જઈએ છીએ.

ધન્ય ! સૂરિદેવ, રાજકોટ જૈન તપગચ્છ સંઘ ઉપર તો સદાયે તેમની અસીમ કૃપા હતી. અપૂર્વ ચાતુર્માસ કાળની પળો, શેષકાળના સંસ્મરણો અમૂલ્ય છાપ રાજકોટ સંઘ, રાજકોટના જૈન સમાજ–જૈનેત્તર મુમુક્ષુ પર પડેલ છે તે કદી યે વિસરાય તેમ નથી...

તેઓશ્રીના સર્વગુણમયી અને આદર્શપૂર્ણ જીવનેથી કંઈક અંશે કે મહદ્ અંશે ગુણાચરણ થાય, તેઓશ્રીએ બતાવેલ માર્ગે ધર્મઆરાધના કરતા રહીએ એ જ સાચી–યોગ્ય હાર્દિક શ્રદ્ધાંજલિ ગણાશે.

રાજકોટ જૈન તપગચ્છ સંઘ —જયંતિલાલ જેઠાલાલની શ્રદ્ધાંજલિ

## ધન ધન શાસન મંડન મુનિવર !

'સૌરાષ્ટ્ર કેસરી' પરમ પૂજ્ય આચાર્યશ્રીમદ્ વિજયભુવનરત્ન-સૂરિજી મહારાજના ગુણસાગર પૂર્ણ જીવનમાંથી એકાદ ગુણ જીવનમાં ઉતારીએ સાથે સાથે અનેકવિધ પ્રકારે વૈવિધ્યસભર જાજ્વલ્યમાન જીવનનું દર્શન, કંઈક રસદર્શન જોઈને જ પામીને પ્રેમપૂર્ણ શ્રદ્ધાંજલિ અર્પીએ એ જ મનોશુભકામના.

પૂજ્યશ્રીનો જન્મ રાજસ્થાનની રળિયામણી ભૂમિ ખેતાસર, ઓશિયાં તીર્થે શ્રુતિજ્ઞાન પામ્યા, મહારાષ્ટ્ર મનોરમ્યભૂમિ શ્રી ગુરુવરનો સમાગમ, શિરપુરે ચારિત્ર્ય–અંગીકાર અને સૌરાષ્ટ્રની સોહામણી ભૂમિના રાજકોટ શહેરે 'સૌરાષ્ટ્ર કેસરી' બિરુદ પામ્યા ને જિન-શાસનના સર્વોચ્ચપદ આચાર્યપદે પદારૂઢ થયા. ગરવી ગુજરાતના રાજનગરમાં ને પૂજ્યશ્રીની જીવનયાત્રા ગુજરાત, મારવાડ, માળવા, રાજસ્થાન, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, બંગાળ, બિહારની કલ્યાણભૂમિની

અશાતાના ઉદયકાળમાં જ જિંદગી આખી
જે જ્ઞાન મેળવ્યું તેની કસોટી થશે.

સ્પર્શના સાથે પાંચ પાંચ પ્રદેશોને આવરી લે છે, પ્રતિષ્ઠા, અંજનશાલકા, છ'રીપાલિત વિશાળ સંઘો દ્વારા અનેક પ્રકારે શાસન–પ્રભાવનાઓ કરી છે. પ્રવચનના યશસ્વી મહાપ્રભાવે લાખો જૈન–અજૈનના હૃદયે જીવંત સ્થાન પામ્યા છે. લેખિની દ્વારા વૈરાગ્યપોષક સાહિત્યથી અનેક વાંચકોના દિલ હરી લીધા છે.

પૂજ્યશ્રીના સુરેન્દ્રનગરના ચાતુર્માસ માટે અમારો શ્રીસંઘ લગભગ પાંત્રીસ વર્ષથી પ્રયત્નશીલ હોવા છતાં કોઈ પ્રબળ અંતરાળ કર્મનો ઉદય તેવો યોગ શ્રીસંઘને પ્રાપ્ત ન થયો છતાં પૂજ્યશ્રીના હૃદયમાં સુરેન્દ્રનગરનું શ્રીસંઘ પ્રત્યેનું સ્થાન કેવું હતું તે પૂજ્યશ્રીના શબ્દોમાં જ જોઈએ...!

ફાગણવદી ૧૪ બુધવાર,

પાલીતાણાથી લિ. વિજયભુવનરત્નસૂરિ સાથે શિષ્ય પરિવાર. શ્રી બાપાલાલભાઈ, યોગ્ય ધર્મલાભ, તમારો પત્ર મળ્યો.

"છેલ્લા ચોત્રીસ વર્ષથી અમારા અંગે તમારા પ્રયત્નો ચાલુ છે. ભાવનગર વિનંતી કરવા સં ૨૦૦૮ની સાલમાં તમો આવેલા. તે પછી સં. ૨૦૧૧ની સાલમાં જુનાગઢ આવેલા. પછી અમોએ સુરેન્દ્રનગર મુકામે ઓળીપર્વની આરાધના કરાવેલી, ત્યારે શ્રીસંઘે વિનંતી કરેલી. પણ ત્યાંની ભૂમિ પ્રત્યે અમારી સ્પર્શના બલવાન ન હતી એટલે સુરેન્દ્રનગર જેવા વિશાલક્ષેત્રને ચાતુર્માસનો લાભ આપી શક્યા નહીં. આ વર્ષે પણ અમારી આશા રાખવા જેવી હતી જ નહીં છતાં આશાનું એકાદ કિરણ હતું ખરું પણ ભાવિભાવ હોય તેમ બને છે... હવે મારી તબિયત દિનપ્રતિદિન કથળતી જાય છે. એટલે ભવિષ્યમાંયે મારી આશા રાખવાની રહેશે નહીં. તમારી અંગત લાગણી અમારા પ્રતિ અપૂર્વ છે. પણ સંઘશક્તિ હંમેશા બળવાન છે.'

સંવત ૨૦૩૭માં સુરેન્દ્રનગર ચૈત્રી ઓળીની આરાધના કરાવવા પધારેલા ત્યારનો એક વિરલ પ્રસંગ અવિસ્મરણીય પ્રસંગ પ્રાપ્ત થયેલો–શબ્દમાં લખીએ ને લહાવો લઈ તેને યાદ કરી લઈએ...

જ્ઞાનનું ફળ સમાધિ, શાતા સુખ કરતાં યે
સમાધિ સુખ શ્રેષ્ઠ છે.

સં. ૨૦૩૬નું રાજકોટ ચાતુર્માસ થયું 'સૌરાષ્ટ્ર કેસરી' બિરુદ્ધ અર્પણ ને વિહાર કરતા કરતા સુરેન્દ્રનગરમાં ચૈત્રી - ઓળીની આરાધના કરાવવા પધાર્યા. ને અઢાર દિવસ સ્થિરતા કરી. પ્રવચનની હેલ્લી મંડાણી. જૈન-જૈનેતર આબાલવૃદ્ધની ભીડ જામી. પ્રવચનના સમય પહેલા પા કલાકે ઠઠ્ઠ મેદની જામી પડી. ચૈત્ર ઓળીમાં પરમાત્મા મહાવીરના જન્મકલ્યાણકની ઉજવણીમાં ચૈત્રી સુદ ૧૪નું એક જ દિવસનું એક આયંબીલ કરવા ઉપદેશ આપ્યો. શ્રોતાઓએ ઉપદેશનો વળતો જવાબ આપ્યો કે ચૈત્ર વદ ૧ મે ઓળીના પારણા સાથે ચૈત્ર સુદ ૧૪નું એક જ આયંબીલ કરનાર સર્વ ભાઈ-બહેનોના પારણા ચૈત્રી વદી-૧મે કરવામાં આવશે ને ચૈત્ર સુદ ૧૪ના ૧૨૦૦ આયંબીલ થયા ને તેઓના પારણા ચૈત્ર વદ ૧ મે થયા. પારણા કરાવવામાં અંદાજે રૂ. ૭૫૦૦/-નું ખર્ચ થયું. બસ આ કેવો ધન્યતમ શ્રીસંઘના આંગણે બનેલો. ધન્ય અવિસ્મરણીય અમૂલ્ય લ્હાવો આપતો પ્રસંગ...વાણીની પ્રભાવકતાના આવા અવિસ્મરણીય એવા કેટલા દાખલા પૂજ્યશ્રીના જીવનમાંથી મળી શકે છે.

સં. ૨૦૪૨ના પોષ માસમાં અત્રે પધારતા ફરી શ્રી સંઘે ચાતુ-માસની વિનંતી કરી. જોરદાર વિનંતીનો પૂજ્યશ્રીએ પ્રતિભાવ પણ બતાવ્યો. મુક્તિધામ-થલતેજ ( અમદાવાદ ) ગયા પછી નિર્ણય કરવાનું કહીને અત્રેથી સં ૨૦૪૨ ના મહા સુદી ૪ ગુરુવાર તા. ૧૩-૨-૮૬ ના રોજ વિહાર કરી અમદાવાદ તરફ પ્રયાણ કર્યું. અમદાવાદ પહોંચ્યા બાદ શ્રીસંઘ તરફથી પ્રતિનિધિ મંડળ અમદાવાદ શ્રી ચંદ્રસૂરિજ્ઞાન મંદિરે વિનંતી કરવા ગયું. પરંતુ ડોકટરોની વિહાર માટે સ્પષ્ટ ના થતા અમારા સંઘની વિનંતી સ્વીકાર ન થઈ અને પાલીતાણાથી લખેલા પત્રમાં જણાવેલું કે—"ભવિષ્યમાં અમારી આશા રાખવાની રહેશે નહીં." નિખાલસભાવથી લખાયેલા આ શબ્દો ચાલુ વર્ષે ( ૨૦૪૩ )માં ચૈત્ર માસે તેઓશ્રી કાળધર્મ પામતા ખરા પડ્યા.

આવા શાસન પ્રભાવક મુક્તિધામ નિર્માતા, દિવગંત આત્માએ સર્વને મુમુક્ષુજનોને નિખાલસતા સહ દિવ્ય-જીવન દર્શન કરાવ્યા. એવા પૂજ્યશ્રી

મોહનીય કર્મના ક્ષયોપશમથી, ઉપશમથી ને ક્ષયથી
જ જીવને સાચી દૃષ્ટિ પ્રાપ્ત થવાની છે.

આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિજી મહારાજને સુરેન્દ્રનગર સંઘની કોટિ કોટિશઃ વંદના...સાથે ભાવભરી શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ... સ્વર્ગીય આત્મા શાશ્વત પદવી પામે એવી શાસનદેવને અભ્યર્થના.

સુરેન્દ્રનગર જૈન સંઘ વતી: શાહ બાપાલાલ મનસુખભાઈ.

## મમ ચક્ષુ પરિચયેન સપરિવાર,
## સંઘેન—શ્રદ્ધાંજલિ

સૌરાષ્ટ્ર કેસરી, શાસન પ્રભાવક, અનુકંપા સાગર પરમ વંદનીય પૂજ્ય આચાર્ય ભગવંતશ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજી મહારાજ સાહેબે ગયા ચૈત્ર માસમાં સુદ ૧૪ના દિવસે નશ્વર દેહનો ત્યાગ કર્યો. પૂજ્યશ્રીના કાળધર્મના સમાચારે સમગ્ર સમાજને આઘાતભર્યો આંચકો આપ્યો. જે વ્યથાને શબ્દોથી વાચા આપી શકાય તેમ નથી.

પૂજ્ય ભગવંતશ્રી સાથેના મારા સંબંધોનું સદ્‌ભાગ્યે સ્મરણ સાચવવા માટે મારે મારા દાદા સ્વ. મહેતા કાલીદાસ ગોપાળજીને તુરત યાદ કરવા પડે. દાયકા અગાઉ મારા દાદાશ્રી આ પૂજ્ય મહાનુભાવ સાથે એક ભજન પ્રેમી ભાવિક શ્રાવક તરીકે સંપર્કમાં આવેલ, તે વખતે પૂજ્યશ્રીનો મહુવા ખાતે એ પહેલા જ ચાતુર્માસનો (સંવત ૨૦૦૬) પ્રસંગ હતો.

એ પછીનું બીજું ચાતુર્માસ સં. ૨૦૪૧માં આવેલ ત્યારે મેં પૂજ્યશ્રીના વ્યાખ્યાનનો પૂરેપૂરો લાભ ઉઠાવેલ. મારા દાદાશ્રી કબીર-વાણીના પ્યાસી હતા. અને પૂજ્ય શ્રી વ્યાખ્યાનમાં કબીરની સાખી વારંવાર બોલતાં. પૂજ્ય. ભગવંતશ્રીને કબીરની સાખીનું જૂનું પુસ્તક મારા દાદા વખતનું પૂજ્યશ્રીને અર્પણ કરેલ.

પૂજ્ય મહારાજ સાહેબના વ્યાખ્યાનમાં બહોળા જૈન-સમુદાય ઉપરાંત જૈનતર સમાજનાં અગ્રણીઓની હાજરી પણ ખૂબ ઉપસી

સાચી જ્ઞાન દષ્ટિ પ્રાપ્ત થયા પછી જ
જીવનો વિકાસક્રમ શરૂ થાય છે.

આવતી. તેઓશ્રીના પ્રવચનમાં જગતના બધા જ ધર્મો-સંપ્રદાયો, સંતો-મહંતો, શાસ્ત્રના આધારભૂત ઉલ્લેખ આવતા અને તેમના હૃદય-સ્પર્શી વિવિધ દૃષ્ટાંતોથી પાયાના ધાર્મિક સિદ્ધાન્તો સમજાવવાની તેમની લાક્ષણિક શૈલીએ તેમના દિવ્ય-વ્યક્તિત્વ અને અસાધારણ વિદ્વતાનું દર્શન કરાવેલ. તેમનું એક જ વ્યાખ્યાન સાચા મુમુક્ષુને જીવનભરનું ભાથું આપી શકે તેટલુ કૌવતવાળું અનુભવાતું હતું.

મહુવાના સ્થાનકવાસી જૈન સંઘના પ્રમુખ તરીકે તેઓશ્રીના સાન્નિધ્યનો તથા અજારા પાર્શ્વનાથ સંઘમાં સંઘપતિ બનીને તેમની સેવાનો મને ઘણો લાભ મળ્યો હતો. મહુવામાં આયુર્વેદ ઔષધીના સહારે વૈદ્ય તરીકે કામ કરતા મારા એક મિત્ર શ્રી મનુભાઈ ગાંધીની દવાઓ પૂજ્ય ભગવંતશ્રીને સારી રાહત આપનારી નીવડેલ હતી. તે આયુર્વેદ ઔષધો જાત-મહેનતથી બનાવી આપતો હતો. જ્યાં બિરાજતાં હોય ત્યાં દવા પહોચતી કરતો. અજારા પાર્શ્વનાથ સંઘમાં સાથે રહી ઉકાળો કરી આપતો હતો. આ રીતે એમની કૃપા દૃષ્ટિ અને આત્મીયતાનું અમી સિંચન અમારા કુટુંબને મળતું જ રહ્યું.

આવા સંત કોટિના દિવ્ય વિભુતિમાં જે નિર્માનીપણું, નિખાલસતા, સત્યપરાયણતાં, કર્તવ્યનિષ્ઠા, નીતિમત્તા, નિપૂર્ણતા, માનવતા સંવેદનશીલતા વગેરે ગુણો આવતા હતા. તેનું સ્મરણ પણ જીવનને ચેતનવંતુ બનાવી જાય છે. શ્રાવક તરીકેની શ્રેષ્ઠ ભૂમિકા પરત્વે પ્રકાશ પાથરતું જાય છે.

અંતમાં તેઓશ્રી જીવન જીતી ગયા, મૃત્યુને મંગળમય બનાવી ગયા. અને પોતાની અલૌકિક પ્રતિભાથી માનવ જગતને ધર્મલાભ પીરસીને અમર બની ગયા.

પૂજ્ય ભગવંતને મારા સમગ્ર કુટુંબ પરિવાર અને સમસ્ત સંઘના કોટિ કોટિ વંદન

મહુવા દશાશ્રીમાળી સ્થા. જૈન સંઘ
વતી મનસુખલાલ નંદલાલ

**કર્મબંધન રૂપી કેન્સર નજીવા ઉપલક**
**બાહ્યાચાર રૂપી ઉપચારથી ન મટે.**

ગુણોનું સ્મરણે જ આપનું સામીપ્ય અમો અનુભવવાનાં જ. આપના અધૂરા કાર્યો પૂર્ણ કરવા અમારા ઉપર, અમ પરિવાર ઉપર સદાય કૃપાદૃષ્ટિ સહુ આશીર્વાદ વરસાવી સહાય કરતાં રહેશો.

ભવ્ય પ્રતિકશા મૂક્તિધામકર્તાને હાર્દિક ભાવાંજલિ—એ જ અભ્યર્થના.

આપના ચરણારવિંદે
'મુક્તિધામ' જૈન ટ્રસ્ટી મંડળના
કોટિ કોટિ વંદના.

## મુક્તિધામના પ્રેરણાદાતા સૂરિદેવ !

સ્પષ્ટવકતા, નિઃસ્પૃહી, સ્વાધ્યાયરત, વાત્સલ્યવારિધિ, સિંહગર્જનાના સ્વામી, 'મુક્તિધામ' સંસ્થાના પ્રેરણાદાતા અનંત ઉપકારી પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજી મહારાજ આપ અમારી નાવને મજધાર મૂકીને મુક્તિધામમાં મૂક્ત બની ગયા.

આપની અનુપમ પ્રેરણાથી તીર્થસ્વરૂપ એવું ભવ્યાતિભવ્ય ગગનચૂંબી શ્રી આદિનાથ પ્રભુનું જિનાલય નિર્માણ થયું ને આપની જ પાવન નિશ્રામાં સં. ૨૦૪૨ની સાલમાં વૈશાખ શુદ-૩ ના ભવ્ય અંજનશલાકા પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો. તદ્ઉપરાંત વિદ્યાપીઠ ધર્મશાળા, ભોજનશાળા, ઉપાશ્રય આદિ સ્થાનો પણ નિર્માણ થયાં તે આપની ચિરસ્મરણીય અમીટ મૂર્તિમંત રહેશે.

આપશ્રીના આ સંસ્થા ઉપર તેમજ આપના શિષ્ય—પ્રશિષ્ય પરિવાર એવં અમારા ઉપર આશીર્વાદરૂપી અમીવૃષ્ટિ વરસાવતા રહેશો ને આપના અધૂરા રહેલા કાર્યો પૂર્ણ કરવાની શક્તિ આપજો એ જ ભાવભરી શ્રદ્ધાંજલિ.

થલતેજ (અમદાવાદ) શ્રી મુક્તિ કમલ-કેશર-ચંદ્ર-સુરિશ્વરજી
મુક્તિધામ જૈન વિદ્યાપીઠ ટ્રસ્ટ, ટ્રસ્ટ ગણ.

કોટી ભવે મનુષ્યદેહ પામીને પણ જીવનો પ્રમાદ શો ?

# અવિસ્મરણીય

## નાગપુર ચાતુર્માસ...આપની નિશ્રાએ

પ. પૂ. આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજીના સ્વર્ગારોહણ સમાચાર સાંભળી અત્યંત દુઃખ થયું. પૂજ્ય શ્રી ખૂબજ પ્રેમાળ-મૃદુભાષી હતા. નાળિયેર જેમ ઉપરથી કઠિણ ને અંદરથી અત્યંત કોમળ હતા. પૂજ્ય ગુરુદેવશ્રીની ચિરવિદાયે આ ખોટ પૂરી શકાય તેમ નથી.

પૂજ્ય ગુરુદેવશ્રીએ નાગપુરમાં બે ચોમાસા કર્યા જેમાં તેઓશ્રીએ ધર્મના અત્યંત મહુત્વપૂર્ણ કાર્યો કરતા ગયા. જૈન ઉપાશ્રય ભદ્રાવતીનો છ'રી પાળતો સંઘ, જૈન મહિલા ભવનના ઉદ્દઘાટન સમયે પૂજ્ય સ્વ. ગુરુદેવશ્રી પધારી આશીર્વાદ આપેલ. તેમના આશીર્વાદે સંસ્થા ફૂલી ફાલી સેવાના કાર્યો કરે છે. પૂજ્યશ્રીનો આ ઉપકાર નહીં જ ભૂલાય!

શબ્દ રૂપી પુષ્પ પાંખડીથી સ્વ. આચાર્યશ્રીને નાગપુર જૈન સમાજ, જૈન ઉપાશ્રય, જૈન મહિલા મંડળ વતી ભાવાંજલિ સહ શ્રદ્ધાંજલિ અર્પીએ છીએ.

શ્વે. મુ. જૈન મહિલામંડળ

નાગપુર. વતી પદ્મા શાહ

## "સૂર્ય શા તેજસ્વી, ચંદ્ર સમ સૌમ્ય"

પૂજ્યપાદ આચાર્ય શ્રીમદ્ ભુવનરત્નસૂરિશ્વરજી મહારાજને શ્રદ્ધાંજલિ આપતા શું લખવું? સામે મૂર્તિમંત થાય નામરૂપ ગુણોનો અનંતભંડાર. પૂર્ણ ધર્મધુરંધર મહાપુરુષનો વિશાળ પરિચય ને મહાન કાર્યો સહ શાસનપ્રભાવનાનું તેજપુંજ!!! શું લખવું? એ એક મીઠી મૂંઝવણ પેદા કરે એવો સવાલ થઈ જાય! પરંતુ... પૂજ્યશ્રીનો

ચિરકાલને માટે સર્વ જીવરાશિને મનુષ્યભવ
મળવો અતિદુર્લભ છે.

# સ્વાધ્યાયમગ્ન સૂરિજીને વંદન

'સૌરાષ્ટ્ર કેસરી' નીડરવક્તા, સ્વાધ્યાયમગ્ન પૂજ્યપાદ સ્વ. આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજી મ.સા.ને સંવત ૨૦૪૨ની સાલના ચાતુર્માસ માટે શ્રી ધર્મનાથ પો. હે. જૈનનગર શ્વે. મૂર્તિ-પૂજક જૈન સંઘે વિનંતી કરી હતી ને પૂજ્યશ્રીએ વિનંતીનો સ્વીકાર કરીને ચાતુર્માસાર્થે પધાર્યા.

પણ શી ખબર છે કાલની પણ, કાલે શું થવાનું ? કલ્પના પણ ન હતી કે પૂજ્યશ્રીનું આ અંતિમ ચાતુર્માસ હશે. ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રીનું સ્વાસ્થ્ય નરમ રહેતું હોવા છતાં વ્યાખ્યાનમાં પોતાની આગવી શૈલીથી સિંહગર્જના કરતા હતા ત્યારે શ્રોતજનો મંત્ર મુગ્ધ બની જતા હતા. તત્વરસ ભરપુર આત્મસાત્ થાય તેવી તેમની રોચક વ્યાખ્યાન શૈલી હતી.

અનંત ગુણધારી તેઓશ્રીમાં નિઃસ્પૃહતા ને ખાસ તો તેઓશ્રીની દિનચર્યામાં તરી આવતો ગુણ તે સ્વાધ્યાયમગ્નતા જ હતો. સહન-શીલતા રમુજીતા, વિનયશીલ, મક્કમબળના મનોરથી તેઓશ્રી હતા જ.

નાતદુંરસ્ત તબિયત હોવા છતાં આત્મબળથી પોતે શ્રોતાઓને જિનવાણી સંભળાવવામાં લેષ માત્ર પ્રમાદ પોષતા ન હતા. ચાતુર્માસ દરમ્યાન ધર્માનુષ્ઠાનો ખૂબ સારી રીતે થયેલા.

જૈન શાસન સંઘને પૂજ્યશ્રીની ખોટ પડી તે નહીં પૂરી પડે. નહીં જ પુરાય. સદ્ગત વિદેહી આત્માને શાંતિ અર્પે એ હાર્દિક શ્રદ્ધાંજલિ.

૧૪, પોપટલાલ હેમચંદ ઉપાશ્રય
જૈનનગર, નવા શારદા મંદિર રોડ,
એલિસબ્રીજ અમદાવાદ–૭

શ્રી ધર્મનાથ પો. હે. જૈનનગર
શ્વે. મૂર્તિ. સંઘ.
વતી કલ્યાણભાઈ ફડીયા

ઉપશમભાવ રૂપી રસાયણ સેવન થકી જ કર્મ બંધ રૂપ
મહાભયંકર વ્યાધિ મટે.

પ્રવચન પ્રભાવક સૌરાષ્ટ્ર કેસરી પ. પૂ. સ્વ. આચાર્યદેવશ્રી વિજય ભુવનરત્નસૂરિશ્વરજી મ. સા. ના નિર્મલ કીર્તિ ગાથાનું એક ભવ્ય પ્રતિક.

શ્રી આદિશ્વર જૈન દેરાસર મુક્તિધામ, થલતેજ.

# ભવ્ય પ્રતિક 'મુક્તિધામ'–કતને હાર્દિક ભાવાંજલિ....

ઓ!!! અનન્ય ઉપકારી ગુરુદેવ! આપના જ્ઞાન, દર્શન, ચારિત્ર, અધ્યાત્મલેખન, નિઃસ્પૃહતા, સરળતા, વકૃતત્વ શક્તિ, આ તો માત્ર આપના પ્રત્યક્ષ દર્શન પ્રભાવે તરી આવતા મુખ્ય ગુણોનું દર્શન!!! અમ અલ્પજ્ઞા ભવિજીવો સામે પ્રકટ થવાં ભવ્ય વિભૂત વ્યકિતત્વમાં અનેક ગુણોનો સુંદર સમન્વય સામંજસ્ય હશે જ ને? કેટ કેટલા ગુણો!!! અમો શું ગુણવર્ણન કરી શકીએ?

પરમ પૂજ્ય આપશ્રી આપના ગુણાનધિ દર્શનનો અપૂર્વ પ્રતાપ! આપના શાસનપ્રભાવનાના કાર્યોની યશોગાથા ચોમેર પ્રસરી રહી છે. આપની હાર્દિક પ્રેરણા પ્રકાશે નવનિર્મિત થઈ રહ્યા–" મુક્તિધામ " ' જૈન વિદ્યાપીઠ ' ' ધર્મશાળા, ' ભોજનાલય ' તેમ જ આપશ્રીના પુનિત હસ્તે, પુનિત સ્થળે અંજનશલાકા તથા પ્રતિષ્ઠા બનેલ. આજ સમસ્ત જૈન સમાજ સામે શ્રી આદિશ્વર ભગવાન તેમજ શંખેશ્વર પાર્શ્વનાથ ભગવંત આદિ જિનબિંબોથી સુશોભિત ગગનચૂંબી ભવ્ય જિનાલય આપના અવિસ્મરણીય કાર્યની સાખ પૂરી રહ્યું છે. કહેવાને કાંઈ શબ્દો નથી. ગુરુદેવ! આપના અનંત ઉપકારોના અમે સદા ઋણી.

ખબર ન હતી, કલ્પનાયે નહીં કે આપ ' મુકિતધામ 'ની સ્થાપના કરી ત્યાં જ અમારાથી–સ્વયંના દેહથી પણ મુક્ત બનશો? સત્ય–યથાર્થ છે જ્યાં મહાપુરુષોનો જન્મ એ ભૂમિ પવિત્ર ને મૃત્યુ સમાધિ સાધે એ ભૂમિ પણ દિવ્ય વ્યક્તિસહ પવિત્ર. એ ભૂમિ જ પવિત્રતાની શાખ પૂરવાની જ! અરે, ઓ! સુરિદેવ!! મુકિતધામની ધરતીના અણુંને પરમાણુંઓ આપના પાર્થિવ દેહના પાવન સ્પર્શે પવિત્ર બની ચૂકયા.

જે ક્ષણને જાણે, નિષ્ફળ ન જવા દે તે જ સાચો પંડિત.

ગુણોનું સ્મરણે જ આપનું સામીપ્ય અમો અનુભવવાનાં જ. આપના અધૂરા કાર્યો પૂર્ણ કરવા અમારા ઉપર, અમ પરિવાર ઉપર સદાય કૃપાદૃષ્ટિ સહુ આશીર્વાદ વરસાવી સહાય કરતાં રહેશો.

ભવ્ય પ્રતિકશા મૂક્તિધામકર્તાને હાર્દિક ભાવાંજલિ–એ જ અભ્યર્થના.

આપના ચરણાવિંદે
'મુક્તિધામ' જૈન ટ્રસ્ટી મંડળના
કોટિ કોટિ વંદના.

## મુક્તિધામના પ્રેરણાદાતા સૂરિદેવ !

સ્પષ્ટવકતા, નિઃસ્પૃહી, સ્વાધ્યાયરત, વાત્સલ્યવારિધિ, સિંહગર્જનાના સ્વામી, 'મુક્તિધામ' સંસ્થાના પ્રેરણાદાતા અનંત ઉપકારી પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજી મહારાજ આપ અમારી નાવને મજધાર મૂકીને મુક્તિધામમાં મૂક્ત બની ગયા.

આપની અનુપમ પ્રેરણાથી તીર્થસ્વરૂપ એવું ભવ્યાતિભવ્ય ગગનચૂંબી શ્રી આદિનાથ પ્રભુનું જિનાલય નિર્માણ થયું ને આપની જ પાવન નિશ્રામાં સં. ૨૦૪૨ની સાલમાં વૈશાખ શુદ-૩ ના ભવ્ય અંજનશલાકા પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો. તદ્‌ઉપરાંત વિદ્યાપીઠ ધર્મશાળા, ભોજનશાળા, ઉપાશ્રય આદિ સ્થાનો પણ નિર્માણ થયાં તે આપની ચિરસ્મરણીય અમીટ મૂર્તિમંત રહેશે.

આપશ્રીના આ સંસ્થા ઉપર તેમજ આપના શિષ્ય–પ્રશિષ્ય પરિવાર એવં અમારા ઉપર આશીર્વાદરૂપી અમીવૃષ્ટિ વરસાવતા રહેશો ને આપના અધૂરા રહેલા કાર્યો પૂર્ણ કરવાની શક્તિ આપજો એ જ ભાવભરી શ્રદ્ધાંજલિ.

થલતેજ (અમદાવાદ) શ્રી મુક્તિ કમલ-કેશર-ચંદ્ર-સુરિશ્વરજી
મુક્તિધામ જૈન વિદ્યાપીઠ ટ્રસ્ટ, ટ્રસ્ટ ગણ.

કોટી ભવે મનુષ્યદેહ પામીને પણ જીવનો પ્રમાદ શો ?

# અવિસ્મરણીય

# નાગપુર ચાતુર્માસ...આપની નિશ્રાએ

પ. પૂ. આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજીના સ્વર્ગારોહણ સમાચાર સાંભળી અત્યંત દુઃખ થયું. પૂજ્ય શ્રી ખૂબજ પ્રેમાળ-મૃદુભાષી હતા. નાળિયેર જેમ ઉપરથી કઠિણ ને અંદરથી અત્યંત કોમળ હતા. પૂજ્ય ગુરુદેવશ્રીની ચિરવિદાયે આ ખોટ પૂરી શકાય તેમ નથી.

પૂજ્ય ગુરુદેવશ્રીએ નાગપુરમાં બે ચોમાસા કર્યા જેમાં તેઓશ્રીએ ધર્મના અત્યંત મહત્વપૂર્ણ કાર્યો કરતા ગયા. જૈન ઉપાશ્રય ભદ્રાવતીનો છ'રી પાળતો સંઘ, જૈન મહિલા ભવનના ઉદ્ઘાટન સમયે પૂજ્ય સ્વ. ગુરુદેવશ્રી પધારી આશીર્વાદ આપેલ. તેમના આશીર્વાદે સંસ્થા ફૂલી ફાલી સેવાના કાર્યો કરે છે. પૂજ્યશ્રીનો આ ઉપકાર નહીં જ ભૂલાય !

શબ્દ રૂપી પુષ્પ પાંખડીથી સ્વ. આચાર્યશ્રીને નાગપુર જૈન સમાજ, જૈન ઉપાશ્રય, જૈન મહિલા મંડળ વતી ભાવાંજલિ સહ શ્રદ્ધાંજલિ અર્પીએ છીએ.

શ્વે. મુ. જૈન મહિલામંડળ

નાગપુર. વતી પદ્મા શાહ

# "સૂર્ય શા તેજસ્વી, ચંદ્ર સમ સૌમ્ય"

પૂજ્યપાદ આચાર્ય શ્રીમદ્ ભુવનરત્નસૂરિશ્વરજી મહારાજને શ્રદ્ધાંજલિ આપતા શું લખવું ? સામે મૂર્તિમંત થાય નામરૂપ ગુણોનો અનંતભંડાર. પૂર્ણ ધર્મધુરંધર મહાપુરુષનો વિશાળ પરિચય ને મહાન કાર્યો સહ શાસનપ્રભાવનાનું તેજપુંજ-!!! શું લખવું ? એ એક મીઠી મૂંઝવણ પેદા કરે એવો સવાલ થઈ જાય ! પરંતુ... પૂજ્યશ્રીનો

ચિરકાલને માટે સર્વ જીવરાશિને મનુષ્યભવ
મળવો અતિદુર્લભ છે.

સૌ પ્રથમ પરિચય અમારા બેન મ. સા. સાધ્વી વિનયપ્રભાશ્રીજીના દીક્ષાપ્રસંગથી થયો. ત્યારબાદ અમને મળ્યો અવારનવાર પૂજ્યશ્રીના દર્શન વંદનનો લાભ ! ને ધીમે ધીમે તેઓશ્રી સાથે ગાઢ પરિચય થયો.

વિ. સં. ૨૦૪૦માં સિંહ ગર્જનાના સ્વામી 'સૌરાષ્ટ્ર કેસરી' પૂજ્ય આદરણીય ગુરુદેવશ્રી મુંબઈથી છ'રીપાલિત સંઘને લઈ પધારતા અમારી ને અમારા શ્રીસંઘની આગ્રહભરી વિનંતીનો સ્વીકાર કરી પધાર્યા. ત્યારે અમારા સંઘના પ્રમુખશ્રી રસીકલાલ અંબાલાલ વગેરે અગ્રણીઓ સાથે શ્રીસંઘે ખૂબ જ ભક્તિનો લાભ લીધેલ. આજે પણ તે ધન્ય દિન આવે છે યાદ...તે ભવ્ય દિને આનંદ ઉલ્લાસ ને પ્રવચન નહીં ભૂલાય ! પૂજ્યશ્રીના પ્રવચનેથી અનુભવ નીચોવતી હૃદયસ્પર્શી વાણીનો ધોધ વહેતો હતો. વ્યાખ્યાનમાં ધનવાનો શેહશરમ વગર, ગરીબોને યોગ્ય ઉપદેશ, જે નીડરપણે કહેવાનું હોય તે કહી દેતાં જ. ને તેઓશ્રીની કીર્તિ 'નીડર પ્રવચનકાર' તરીકે સુવિખ્યાત પામી.

પૂજ્યશ્રી અમદાવાદથી બોમ્બે–વાલકેશ્વર ચાતુર્માસાર્થે પધારતા. વડોદરાથી હંમેશા તેઓશ્રી સાથે મારે રહેવાનું થતું. અને જ્યારે તેઓશ્રી પાલેજ મુકામે પધાર્યા ત્યારે અમારા સૌના હૈયામાં આનંદ આનંદ છવાઈ ગયો હતો. સંઘની વિનંતી ગામમાં પધારવા માટે હોવા છતાં તેઓશ્રીની તબિયત નરમ હોવાને કારણે સોસાયટીમાં વસતા પૂણ્યશાળી ભગુભાઈ પટેલે અત્યંત ભક્તિભાવથી અમારા ઘરમાં વિશાલ જગ્યાનો લાભ આવા મહાત્મા અર્થે મળે એવી વિનંતી સ્વીકારી તેઓશ્રીને ઘેર રહ્યા.

અશાતા વેદનીય કર્મના ઉદયે આદરણીય શ્રી વિજયભુવનરત્નસૂરિજીની તબિયત દિવસે દિવસે વધુ ને વધુ બગડવા લાગી. પૂજ્યશ્રીની તબિયત નરમ થઈ છે જાણી અમારા વડીલબંધુ અમદાવાદથી આવ્યા... અને અમો ત્રણે ય ભાઈઓ તબિયત સારી થાય તે માટે ઉપચારો કરાવવા પ્રયત્ન કરવા લાગ્યા.

ડૉ. વસ્તુપાલભાઈએ પણ રાત કે દિવસ ન જોતા પૂજ્યશ્રીની

**મનુષ્યદેહ રૂપી નિસરણીથી જીવ હલકા કર્મો કરે તો સાતમી નરકે, રત્નત્રયીની આરાધનાથી મુક્તિમંદિર પામવાનો.**

સેવામાં ખડે પગે રહેતા... તબિયતના સમાચાર ચારે બાજુ ફેલાતા અમદાવાદ, મુંબઈ, ભરૂચ વગેરે અનેક ગામોથી ભાવિકો અમારે આંગણે પધાર્યા. તેઓ પૂજ્યશ્રીની આવી નરમ તબિયત જોતા ચિંતાતુર બની ગયા.

પણ આ મહાત્માની સમાધિ અલૌકિક દૃષ્ટાંતભૂત હતી. ડૉકટરોને શ્રાવકવર્ગ તેમના પ્રશંસક બની ગયા. આવી અવસ્થામાં બીજાઓ તો રાડારાડ કરી મૂકે, ત્યારે આ મહાત્મન્ તો જાણે કાંઈ બન્યું ન હોય તેમ તત્ત્વની વાતો કરે ત્યારે ભલભલા આશ્ચર્યચકિત થઈ જાય. ભયાનક દર્દને સહન કરી આ મહાત્માએ જે ધીરજ, શાંતિ, સમતા અને પ્રસન્નતાના દર્શન કરાવ્યા તેની કોઈપણ નજરે જોનાર અનુમોદના કર્યા વિના રહી શકે નહિ.

ચૈત્ર સુદ ૧૩ ના દિવસે મારા ઘેર પગલા કરીને અમારા કુટુંબ ઉપર જે ઉપકાર કર્યો તે કદી પણ નહીં ભૂલાય. પૂજ્યશ્રીની તબિયત થોડી સારી થતા વિહાર... કલ્પના ન હતી કે આ મહાત્માના છેલ્લા પુનિત પગલા હશે ! છે !...

પણ જે સમયે જે બનવાનું હોય તે મિથ્યા ન જ થાય ? ચૈ. સુ. ૧૪ના બપોરે પોતાનો પાર્થિવદેહ છોડીને અપૂર્વ સમાધિ સહ અમોને સૌને રડતા મૂકી વિદાય થયા.

અરે પૂજ્યશ્રી ગુરુદેવ ! આપની વિદાયથી સમગ્ર સંઘમાં, સમાજમાં, શાસનમાં આપના દિવ્યગુણોને ચાહતા જૈનેત્તર સમુદાય-કુટુંબમાં ન પુરાય તેવી ખોટ પડી છે.

બસ, ગુરુદેવ આપ સ્વર્ગદ્વારેથી રહ્યા રહ્યા આપશો આશીર્વાદ, ને કારણે અમારો આત્મા પ્રભુપંથને વફાદાર રહે. જે આપના ગુણભંડારમાંથી એકાદ ગુણ આચરવા શક્તિમાન બને.

પાલેજ જૈન સંઘ — દેસાઈ ધીરજલાલ ઝવેરચંદ

જીવ પોતાનાજ શુદ્ધ સ્વરૂપમાં રમણતા હોય તો
નરજન્મ સાર્થક થઈ જાય.

# શ્રી કટક સંઘ દ્વારા પૂજ્ય ગણિવર્યશ્રી ભુવનવિજયજી મ. સા. ના શાસનપ્રભાવક બિરૂદ અર્પણ પ્રસંગે

પરમ પૂજ્ય ગણિવર્યશ્રી ભુવનવિજયજી મહારાજ સાહેબ

આપશ્રી પૂજ્યપાદ યોગનિષ્ઠ, અનેક ગ્રંથોના રચયિતા સ્વ. આચાર્યદેવશ્રી વિજયકેશરસૂરિશ્વરજી મહારાજ સાહેબના પટ્ટધર પૂજ્યપાદ અધ્યાત્મનિષ્ઠ સ્વ. આચાર્યદેવશ્રી વિજયચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્યરત્ન, પ્રસિદ્ધવક્તા, અને સૌરાષ્ટ્ર કેસરીના બિરૂદે પ્રખ્યાત છો.

શાસનદેવની કૃપામાં અનેરી અભિવૃદ્ધિ થતાં આ કટક શહેરના નાના સમુદાયમાં વસતા જૈન સમાજને સંવત ૨૦૨૯માં આપશ્રીના ચાતુર્માસને અનેરો યોગ ઉપલબ્ધ થયો.

આપશ્રીનાં પ્રેરણાત્મક ઉપદેશનાં કારણે આ શહેરમાં ધર્મઅભિરુચિમાં જે જુવાળ પ્રગટયો તે વિષે વિવેચન કે વિવરણ કદાચ સ્વ પ્રશંસામાં ગણાવાનો સંભવ હોય. છતાં પણ અમારાથી ઉલ્લેખ કર્યા સિવાય રહેવાતું નથી. કે આ સમય દરમ્યાન બે બે માસક્ષમણ, સોળભત્તા, પંદર ઉપવાસ વગેરે જેવી મોટી તપશ્ચર્યાઓ અને કયારેય એક પણ ઉપવાસ નહિ કરેલ કે એકાદ-બે ઉપવાસથી વિશેષ નહીં કરી શકેલ એવી અનેક વ્યક્તિઓ દ્વારા, હસ્તકમલવત અતિ સરલ અને સહેજ રીતે અઠ્ઠાઈ વગેરે જેવી મોટી તપશ્ચર્યાઓ થઈ શકેલ છે. તે ફક્ત આપની અને અલૌકિક જિનશાસનની શક્તિ અને પ્રભાવને જ આભારી છે, તેમાં બેમત હોઈ શકે નહીં.

ફક્ત પાત્રીસ વર્ષના દીક્ષા-પર્યાયમાં આજદિન મધ્યે અનેક ગ્રામશહેરોનાં શ્રીસંઘોમાં જિનશાસનની પ્રભાવનાનાં જે અગણિત કાર્યો થયા છે. તેમાંથી થોડાકનો ઉલ્લેખ કરવો પ્રસંગોચિત ગણાશે. આપશ્રીની

વિષયનું સ્મરણ એ જ જીવનું ભાવમરણ.

નિશ્રામાં સૌરાષ્ટ્ર મધ્યે જુનાગઢ, મોટી પાનેલી, થાણાદેવળી, જેતપુર, અમરેલી અને કટકમાં પ્રતિષ્ઠા મહોત્સવો ઉજવાયાં છે. તેમ જ સૌરાષ્ટ્રનાં જુદા જુદા ગ્રામ-શહેરોમાંથી શ્રી ગિરનારજીનાં–૩, શ્રી સિદ્ધાચલજીના–૨, અંજાર પાર્શ્વનાથજી તથા ભરેવાજીનાં એક એક તેમ જ બિહાર રાજ્યનાં ઝરમો શહેરથી બે બે વખત અને કલકત્તા મહાનગરથી શ્રી સમ્મેત-શિખરજી મહાતીર્થના એક એમ કુલે મળી દશ છ'રી' પાળતા સંઘો નિકળેલ છે.

આપશ્રીની નિશ્રામાં, બૃહદ્ અષ્ટોત્તરી શાંતિસ્નાત્ર તથા શ્રી સિદ્ધ-ચક્ર પૂજ્ય આદિ ૫૦ની સંખ્યામાં ઉજવાયા છે. આપશ્રીની પ્રેરણાબળે ધ્રાંગધ્રા શહેરમાં સત્તર છોડનું ઉજમણું તથા સાધર્મિક શિક્ષણ સેવા માટે પાઠશાળાની સ્થાપના, તેમ જ સાધારણ ખાતાનાં તોટાની પૂર્તિઓ ઈત્યાદિ અનેક શુભકાર્યો થયા છે.

આપશ્રીનાં અમોઘ પ્રેરણા બળે વર્ષોથી શીલાન્યાસ થઈ અપૂર્ણ રહેલ દહેરાસરજીનું બાંધકામ પૂર્ણ થઈ પ્રતિષ્ઠા મહોત્સવ પણ ખૂબ જ હર્ષોલ્લાસ અને ધામધૂમથી ઉજવાઈ ગયેલ છે. દેવદ્રવ્ય તથા શ્રી સાધારણ ખાતામાં અનેરી અભિવૃદ્ધિ થવા પામેલ છે.

આપશ્રીનાં શ્રી કટક સંઘ તથા અનેક અન્ય બીજા શ્રીસંઘો ઉપર થયેલ ઉપકાર બદલી શ્રી કટક જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘે આપશ્રીને "શાસન પ્રભાવક"નું બિરૂદ અર્પણ કરવાનો વિધિસરનો નિર્ણય લેતા ગૌરવ અનુભવેલ છે. આપ અમારી ઉપરોક્ત ભાવના વિનંતિનો સ્વીકાર કરી અમ સહુ શ્રીસંઘોના ગૌરવમાં અભિવૃદ્ધિ કરી આભારી કરશોજી.

શ્રી શાસન અધિષ્ઠાક દેવો આપશ્રી દ્વારા આવા તથા બીજા અનેકાનેક શાસન પ્રભાવનાનાં મંગળમય અને શુભકાર્યો કરાવવા સંપૂર્ણ સુખશાતા બક્ષે એવી પ્રાર્થના કરીએ છીએ.

સંવત ૨૦૩૦ જેઠ વદ ૫ — આપના ગુણાનુરાગી અને ઉપકૃત
રવિવાર તા. ૨૫–૫–૭૪ — શ્રી કટક જૈન શ્વે. મૂર્તિપૂજક સંઘ

દરિદ્રાવસ્થામાં દીધેલું અલ્પદાન પણ ઉત્કટ ભાવોલ્લાસને
કારણે મહાન ફળ આપનારું થાય.

# તીર્થ-યાત્રાનું સ્વરૂપ સમજાવનારા સૂરિજીની ભાવભરી શ્રદ્ધાંજલિ

સૌરાષ્ટ્ર કેશરી પ. પૂ. આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરિશ્વરજી મ. સા. આપે સંવત ૨૦૩૯ની સાલમાં મુંબઈ-મુલુંડના ચાતુર્માસ દરમ્યાન આપશ્રીએ અમને તીર્થ-યાત્રાનું સ્વરૂપ સવિસ્તારથી સમજાવ્યું ને આપની વાણીની અસર અમારા હૃદય પર થઈ, આપની શુભ પ્રેરણા ને પાવનનિશ્રામાં મુલુંડથી શ્રી શત્રુંજય મહાતીર્થના છ'રી પાળતા પાલિત સંઘને કાઢવાનો અમને લાભ મળ્યો તે આપશ્રીની વાણીને આભારી છે. આપના ઉપકારને અમે કયારે પણ ભૂલી શકશું નહીં.

શાસનદેવો આપના આત્માને શાંતિ અર્પે એ જ ભાવભરી અભ્યર્થના સહ વંદના.

(મુલુંડ) શ્રી શત્રુંજય તીર્થયાત્રા સંઘના સંઘવીઓ

# કોટિ કોટિ વંદન

શ્રી મુક્તિ કલમ કેશરચંદ્ર ભુવનરત્નસૂરિશ્વર દાદા.

શ્રી સૌરાષ્ટ્ર ઉદ્ધારક, શ્રી ધર્મ પ્રભાવક, ધર્મરક્ષક, વર્તમાન જૈનશાસનના કોહીનૂર હીરા સમા પૂ. ગુરુદેવને અમારી ભાવભરી કોટિ કોટિ શ્રદ્ધાંજલિ.

જૈન શ્વેતાંબર મૂર્તિપુજક સંઘ

(નાના ઝીંઝાવદર) શ્રાવક હસમુખલાલ માણેકલાલ

સત્સંગ એ પારસમણી છે.

# શ્રીસંઘને મહાન ખોટ પડી ને જૈન સમાજ રંક બન્યો !!

જૈન સમાજના પ્રકાંડ વિદ્વાન અને પાલીતાણા જૈન સંઘના મહાન ઉપકારી 'સૌરાષ્ટ્ર કેસરી' પૂ. આચાર્યદેવશ્રી ભુવનરત્નસૂરિજીના કાળ-ધર્મના સમાચારથી અમોને અતિ દુઃખ થયું છે. સ્વર્ગસ્થના જવાથી જૈન સમાજને વર્ષો સુધી ન પૂરી શકાય તેવી મહાન ખોટ પડી છે અને જૈન સમાજ રંક રહેશે.

પૂજ્યશ્રીના આત્માને ચિરશાંતિ મળે, ઠરાવની નકલ પૂ. પં. યશોવિજયજી મ. પૂ. પં. શ્રી હેમપ્રભવિજયજી મ. તથા જૈન સંઘ થલતેજને મોકલી આપવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ મોકલનારની યાદી છે.

(૧) સિદ્ધક્ષેત્ર જૈન મોટી ટોળી, પાલીતાણા.

(૨) શ્રી પારસ જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ, પાલીતાણા.

(૩) મુક્તિકમલ જૈન મોહન જ્ઞાનમંદિર તથા શ્રી સિદ્ધક્ષેત્ર જૈન સાહિત્ય મંદિર પાલીતાણા.

(૪) શ્રી વિશાલ જૈન કલા સંસ્થાન, પાલીતાણા.

(૫) બુદ્ધિસિંહજી જૈન પાઠશાળા, પાલીતાણા.

સત્કર્મમાં દાન એ પ્રધાન સત્કર્મ છે.

# પૂ.શ્રીના કાળધર્મ પ્રસંગે જૈન સંઘો દ્વારા આવેલ તાર–સંદેશાઓની સૂચિ

| | | |
|---|---|---|
| શ્રી | નટવરભાઈ આરાધના ભવન જૈન સંઘ | ભરૂચ |
| ,, | નગીનદાસ ગાંધી જૈન સંઘ | પાલીતાણા |
| ,, | નાગપુર જૈન સંઘ | નાગપુર |
| ,, | ધ્રાંગધ્રા જૈન તપાગચ્છ સંઘ | ધ્રાંગધ્રા |
| ,, | લાઠી જૈન સંઘ | લાઠી |
| ,, | નવાપરા જૈન સંઘ | બીલીમોરા |
| ,, | ચિત્તલ જૈન સંઘ | ચિત્તલ |
| ,, | બોટાદ જૈન સંઘ | બોટાદ |
| ,, | મહાવીરસ્વામી જૈન દેરાસર સંઘ | બોટાદ |
| ,, | મહુવા જૈન સંઘ | મહુવાબંદર |
| ,, | ઘાટકોપર જૈન શ્વે. સંઘ | મુંબઈ |
| ,, | જૈન સંઘ | જામકંડોરણા |
| ,, | પ્લોટ દેરાસર જૈન સંઘ | રાજકોટ |
| ,, | માટુંગા જૈન સંઘ | માટુંગા |
| ,, | શાહુપુરી જૈન સંઘ | કોલ્હાપુર |

દાન, શિયળ તપ-સંયમનું પણ યથાશક્તિ
આચરણ ગૃહસ્થોએ કરવું જોઈએ.

# જિનશાસન આકાશે તેજસ્વી તારક

સવિનય બહુમાનસહ અત્યંત ભારે દુઃખ સાથે જણાવવાનું કે પ. પૂ. બાલ-બ્રહ્મચારી 'સૌરાષ્ટ્ર કેસરી' પ્રખર વ્યાખ્યાન પ્રદાતા, સરળ સ્વભાવી, તેજસ્વી તારુંસમ સમાશ્રિત શ્રુતકેવળીસમ શ્રીમદ્ વિજય-ભુવનરત્નસૂરિજી મ. સા.ના અકાળ અણચિંતવ્યા આઘાતજનક દેહાવસાન થયાના અતિ દુઃખદ સમાચાર જાણી અમરેલી શહેરના પરિચિત લોકોમાં ભારે દુઃખની લાગણી ફેલાઈ ગઈ.

જિનશાસનના અકાશે ચમકેલા પ્રથમ કક્ષાના તેજસ્વી તારકનો અસ્ત થાય અને અંધકારની અસર વ્યાપ્ત બને તેવી સ્થિતિ પ્રવર્તે છે. જૈન સમુદાય તેમજ સમગ્ર જનસમુદાયને કદી ય ન પૂરી શકાય તેવી ભારે મોટી ખોટ પડી છે.

અમરેલીએ પૂજ્યશ્રીનાં સાંનિધ્યનો અનેક વખત લાભ અનુભવ્યો છે. ચાલીસેક વર્ષ પહેલા સૌરાષ્ટ્ર પ્રવેશના બીજે જ વર્ષે અત્રે ચાતુર્માસ કર્યું. એક સૌ પ્રથમ છ'રી પાલિત સંઘ અમરેલીથી સિદ્ધગિરિ-પાલિતાણાનો પૂજ્યશ્રીની નિશ્રામાં નીકળ્યો. અને સૌથી છેલ્લા બે એવા છ'રી પાલિત સંઘો અમરેલીથી સિદ્ધિગિરિ અને અમરેલીથી રૈવતગિરિ જૂનાગઢ ૨૫માં અને ૨૬માં અંતિમ સંઘો નીકળ્યા. અમે સૌ અમરેલીના જૈન–જૈનેતર ભાઈ-બહેનો, આબાલવૃદ્ધ, સૌ તેમની અદ્ભુત વ્યાખ્યાન શૈલીથી પ્રભાવિત થયેલા. તેમની અસ્ખલિત જ્ઞાન-ગંગોતરીના પ્રવાહ-માંથી આ સંસાર અને સમાજને જ્ઞાન અને કર્મ દ્વારા અંત પછી મોક્ષમાર્ગને મેળવી શકાય તેવી જાણકારી મળી. અધ્યાત્મ-કલ્પદ્રુમ–જૈન ઉપનિષદ્ના જ્ઞાનરસનાં પીયૂષ પાનાર આચાર્ય ભગવંતનો અમારા ઉપર ઘણો મોટો ઉપકાર છે.

સદ્કાર્યના સહકારી એવા પૂજ્યશ્રીએ છેલ્લા પાંચેક વર્ષમાં ઘણો મોટો સહયોગ આપ્યો. અમારી ગૌશાળા-પાંજરાપોળની સ્વયં મુલાકાત આપી પ્રેરણા ને સહકાર આપ્યો. આમ અબોલ પ્રાણીઓની સેવામાં

અલ્પ સત્કર્મ તમારા હાથે ન થાય તો તે દિવસ
વાંઝિયા સમાન છે.

અમને વિશેષ બળ આપ્યું. અમે ગૌશાળા પાંજરાપોળના કાર્યકર્તાઓ સૌ પૂજ્યશ્રીના અત્યંત ઋણી છીએ. આભારની લાગણી વ્યક્ત કરવાના યોગ્યત્તમ શબ્દો અમારી પાસે નથી. શબ્દોના અભાવે મનની આંતરિક લાગણીથી પૂજ્યશ્રીને કોટિશઃ વંદનાપૂર્વક પરમપવિત્ર ઋજુ એવા ઉચ્ચકોટિના આત્માને પરમકૃપાળુ જિનશાસનદેવો અખંડ શાંતિ આપે અને મોક્ષ પ્રાપ્તિમાં સહાયક રહે તેવી હાર્દિક પ્રાર્થના કરીએ છીએ.

આપ બંને પૂજ્યશ્રીઓ, પૂજનીય સાધ્વી સમુદાય તથા મુક્તિધામના સૌ કાર્યકર્તાઓ શ્રી દલીચંદભાઈ, શ્રી મહેન્દ્રભાઈ આદિને આ અત્યંત ભારે દુઃખ સહન કરવાની શક્તિ મળે તેવી પરમકૃપાળુ વીર પરમાત્માના જિનશાસન દેવોને હૃદયપૂર્વક પ્રાર્થના કરી આપના દુઃખની લાગણીમાં પરોક્ષ રીતે સહભાગી થવાની લાગણી અનુભવીએ છીએ.

ગૌશાળા પાંજરાપોળ — દર્શનાભિલાષી

અમરેલી — બેચરભાઈ ભ. પટેલ

# જેમણે આનંદઘનજીનો આતમ–રંગ લગાડયો !

'અહો અનંત વીર્યમ અયમ આત્મા !'

આત્માના અનંત સામર્થ્યને ઢંઢોળીને બિરદાવતા જગતકલ્યાણી વીતરાગવાણીના આ શબ્દો એક પ્રખર પ્રતિભાસંપન્ન તેજસ્વી શ્રમણના શ્રીમુખેથી સરી રહ્યાં હતાં...શબ્દો જ નહીં, એમાંથી અનંત અર્થની સૌરભ ફેલાવતાં પુષ્પો પમરી રહ્યાં હતાં...એમની મંજુલવાણીના વેણે વેણે જાણે સાતફુલડાં ઝરી રહ્યાં હતાં... !

આજથી છત્રીસ વર્ષ પૂર્વની ઇ. સ. ૧૯૫૧ની એક સવાર...

ત્રણ લોક સાધવા સહેલા છે પણ બે ઘડીની
નિઃસંગ દશા સાધવી કઠણ.

આતમની અમરતાને ઝંખતી અમરેલીની ધરતી અને તત્ત્વ ભૂખી માનવમેદની...

સૌરાષ્ટ્રની આ આગવી ભૂમિ પર, સૌરાષ્ટ્રના કેસરીને નિકટની નિર્ભયતા ને આત્મીયતાથી સુણવા અઢારેય વર્ણનાં લોક થોકે થોક ઊમટયાં છે, કપોળવાડીના ખીચોખીચ ભરાઈ ગયેલા વિશાળ પ્રાંગણમાં હવે તસુ પણ જગ્યા બચી નથી. ના, આ માત્ર "જૈનોના મહારાજ" નથી આ તો લોકસમસ્તના–ગામસસસ્તના જગસમસ્તના મહારાજ! એમણે જનજનને એવું તો ઘેલું લગાડયું છે કે સૌને એ "પોતાના" લાગ્યા છે. આવા આ જનસમૂહની મેદની નીરવ નિઃસ્તબ્ધ શાંતિપૂર્વક તેમના મનમાનીતા મુનિરાજની મંગળવાણી સુણી રહી હતી, એના શબ્દે શબ્દને ઝીલી રહી હતી, અંતર ઊંડે સંઘરી રહી હતી...

...આ પંક્તિલેખક પણ પોતાના તત્ત્વોપકારક પૂજ્ય પિતાશ્રીની જોડે ત્યાં પહોંચ્યો હતો. આ મુનિશ્રીનાં દર્શન અને વાણી–શ્રવણનો એ પ્રથમ જ પ્રસંગ હતો...

સાંભળતાં જ અંતર આંદોલિત થઈ હચમચી ઊઠેલું. પ્રથમ–શ્રવણે જ થયેલું :

"વાણી થોડા મુનિજનોની સાંભળેલી, પણ આ વાણી તો કોઈ નિરાળી જ! પ્રસન્ન, ગંભીર ને પ્રશાંત મુનિપુંગવની આ વાણીમાં પ્રસાદ, ઓજ અને માધુર્યની સાથે સાથે વિદ્યા, વિરાગ અને વીતરાગતાની જાણે ત્રિવેણી વહી રહી છે!'

એને આગળ સુણતાં સુણતાં થતું ગયેલું કે—

'આ વાણી કેવી અદ્‌ભુત છે! અંદરથી આત્મતત્ત્વની અનુભૂતિ અને બહારથી એને રજૂ કરતી મધુર અવાજની બુલંદી!!' આ બંનેને મેળવીને તત્ત્વ વિષયને ગંભીર છતાં સાવ સરળ કરી શ્રોતાના હૈયા સોંસરો ઉતારી દેવા તેઓશ્રી જે વાતાવરણ ઊભું કરી રહ્યા હતા તે અલૌકિક હતું, મારા પૂરતું તો અભૂતપૂર્વ હતું. તીર્થંકર ભગવંતોની, દિવ્ય સમવસરણમાં ગૂંજતી અને માલકૌસ જેવા રાગમાં વહેતી અનંત

મૌન એ જ મુનિભાવ.

અનંત મહિમામયી વાણીનો શતાંશ–અલ્પાંશ તો અહીં સાક્ષાત્ વહેતો જણાતો અને અનંત ભાવ–ભેદ ને નય–નિક્ષેપભરી એ જિનવાણીની અલ્પ–શી ઝાંખી કરાવી જતો…"

તેમની આ પ્રબળ–પ્રાંજળ પ્રશમરસભરી વાણીને પ્રથમ પ્રથમ માણતો હું તો એ વાક્–સરિતાના અતિગંભીર ઊંડાણોમાં ડૂબકી મારતો આત્મરસ તરબોળ થવા લાગ્યો હતો, ત્યાં તો—

—ત્યાં તો મને બરાબર ઢંઢોળતો ને નખ–શિખ નવરાવતો એ વાણીનો પાવનપ્રવાહ પ્રબળપણે ગૂંજી રહ્યો—માત્ર પ્રવચનનાં શબ્દોમાં જ નહીં, આતમમસ્તીભર્યા ગાનમાં પણ! મુનિશ્રી જાણે અનંતશક્તિ નિધાન અરિહંત પરમાત્માની મધુર રાગ માલકૌંસમાં વહેતી ગંભીર વાણીનો જ આભાસ આપી રહ્યાં હતા અને મસ્તીમાં ગાઈ રહ્યાં હતા !! આ ગાન દ્વારા તેમનો આત્મ–તત્ત્વનો નિરુપણ વિષય બરાબર સાકાર થઈ રહ્યો હતો. પદ પણ તેઓ વદી રહ્યા હતા નિજાનંદ મસ્ત–સંત મહાયોગી શ્રી આનંદ ઘનજીનું :

'जाग! विलोकन घट में, अवधू!
क्यों सोवे तन–मढमें ?…'

જિનવાણીનું અનુગમન કરતી પ્રશમરસપૂર્ણ નિરૂપણશૈલી, અવધૂત યોગી આનંદઘનજીશી મસ્તી અને "વિરાગના રાગ"થી ગુંજતી માલકૌંસ અને આશાવરીના સૂરોમાં સંગીત–રાગભરી વાણી–આ બધાથી સર્જાયેલા આ અદ્ભુત અભૂતપૂર્વ વાતાવરણે મને અમરેલીની એ સ્થૂળભૂમિમાંથી ઊંચકીને જાણે કો' દિવ્યભૂમિમાં મૂકી દીધેલો તેનું આજે આટલા વર્ષે પણ, બરાબર સ્મરણ છે. પ્રથમ અનુભવનું એ તાદૃશ ચિત્ર કદી ભૂંસાયું નથી!

…મારો તત્ત્વપિપાસુ, સહજજિજ્ઞાસુ આત્મા તો આવા અપૂર્વ અનુભવના આનંદને માણતો ત્યારે આનંદિત થતો એ દિવ્યભૂમિમાં વિચરતો વિચરતો, લયલીન થતો, દિવ્યશ્રવણના સાકાર લોકમાં સંચરી રહ્યો હતો…

મુનિભાવ ન રહેવાય ને સંભાષણ કરવું
પડે તો સત્યભાષણ કરવું.

ઠીક યાદ છે કે મુનિશ્રીએ વિસ્તારથી એ પદ ગાયેલું અને સમજાવેલું. દેહભિન્ન આત્માને ઓળખાવવાનો અને "વિલોકન-ઘટ"માં —દૃષ્ટાભાવમાં—જગાવવાનો તત્ત્વ વિષય મુનિશ્રીએ સાંગોપાંગ અંતરમાં ઉતરમાં ઉતારી દીધેલો : માત્ર મારા જ નહીં, સૌ શ્રોતાઓમાં! સૌને તેઓ ઢંઢોળીને તન-મઠમાંથી, દેહભાવમાંથી-વિભાવમાંથી તન-ઊઠાડી રહ્યા હતા અને "વિલોકન-ઘટ"માં જગાડી રહ્યા હતા, "સ્વભાવ"માં વસાવી રહ્યા હતા!!

આવા "જાગરણ" (અંતર-ઘટના "જાગરણ")નો અવસર ફરી ફરી નહીં આવે, એમ ઠસાવતો અને "વર્તમાન"ની પળોને પકડી લેવાનું કહેતો તેમનો તત્ત્વ-વિષય આગળ વધી રહ્યો હતો. તેમણે મહાવીરવાણીની એક ગાથ ગાઈ (કદાચ 'ઉત્તરાધ્યયન સૂત્ર'માંની)—

चत्तारि परमंगाणि दुल्हगिह जंतुणो ।
आणुसत्तं, सुइ, सद्धण, संजमम्मि अ वीरियं ॥

(મનુષ્યપણું, શાસ્રશ્રવણ, શ્રદ્ધા અને સંયમમાં પુરુષાર્થ-સત્પુરુષાર્થ—આ ચાર દુર્લભ અંગો છે) અને આ ગાથાનું વિવેચન કરતાં કરતાં આનંદઘનજીનું બીજું પદ તેમના શ્રીમુખેથી પ્રસ્ફૂટિત થઈ રહ્યું:-

"अवसर बेर बेर नहीं आवे,
ज्युं जाने त्युं कर ले भलाई,
जनम जनम सुख पामे—अवसर।"

અને આ પદ પૂરું કરીને તુરત જ તેમણે આ જ વિચારશ્રુંખલાનું, હુબહૂ બંધ બેસતું, બીજું પદ ઉપાડ્યું શ્રીમદ્ રાજચંદ્રજીનું. તેઓ વધુ ગળગળા થઈ, ભાવવાહી સ્વરે ગાઈ રહ્યા હતા—

"અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?"
"અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો,

વિષય-ખજવાળની મીઠાશે જીવ રત્ન ચિંતામણિ
તુલ્ય નરદેહ હારી જાય છે.

સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો,
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?"

વધુ તીવ્રતાથી ગવાયેલુ આ પદ સાંભળુ છું અને મારી ચાલી રહેલી દિવ્યપ્રદેશની અંતરયાત્રાની વચ્ચેથી શું જોઉં છું ?'

—જોઉં છું તો આ ભાવ-યાત્રામાં મારી સંગે ચાલી રહેલા શ્રોતાઓમાંના અનેકની આંખોમાંથી અશ્રુધારા વહી રહી હતી—એવા અપૂર્વ અવસરથી વંચિત રહ્યાનો જાણે પશ્ચાત્તાપ કરતી અને હવે એવો અવસર ક્યારે આવે તેની ઉત્કટ ઝંખના કરતી !

હું તો પદ સાંભળીને વીજઝબુકે વધુ ને વધુ આગળ ધકેલાઈ રહ્યો હતો, કારણ મારું જ ગળથૂથીથી સુણેલું અને પિતાશ્રીએ રટાવેલું 'અપૂર્વ અવસર'નું આ પદ મુનિશ્રી પ્રાણરેડીને, તેને જાણે સાકર કરતા આર્દ્રસ્વરે ગાઈ રહ્યા હતા.

મારાથી ન રહેવાયું. તેમની આજ્ઞા લેવા -ન લેવાનું કે વગર પૂછ્યે સભામાં ગાવા-ન ગાવાનું વિવેક-વલણ પણ ન રહ્યું. અને હું સભા વચ્ચે બેઠો બેઠો તેમની જોડે આ પદ ગાવા લાગ્યો—આજુબાજુનું બધું ભાન ભૂલીને.

"પ્રતાપ ! આમ વચ્ચે સાથે ન ગવાય" બાજુમાં બેઠેલા પૂ. પિતાશ્રીએ મને રોકતા કહ્યું...

પણ ત્યાં તો ઉપકારક મુનિશ્રીએ ગાતાં ગાતાં હાથના સંકેત વડે કહ્યું કે, "ગાવા દો, ગાવા દો..."

અને થોડીવાર પછી તો તેઓ સ્પષ્ટ આજ્ઞા આપીને પોતે ઘડીભર થંભી ગયા—

"ભાવભર્યું ગાય છે. જીવદળ રૂડો લાગે છે. હવે તેમને જ ગાવા દો !"

અને આમ, પ્રથમ પરિચયમાં જ, હજુ તો સભાથી એકલા જૂદા મળ્યા પણ નથી ત્યાં, મારું "અપૂર્વ અવસર"નું ગાવાનું ચાલ્યું.

**ક્ષણભરનો સતસંગ જીવ માટે ભવસમુદ્રમાં નૌકા સમાન છે.**

મારા પ્રિય પદને એકરસતાથી ગાયું, ઘૂંટી ઘૂંટીને ગાયું અને એક બાજુથી મુનિશ્રી સાથેનો અંતરનો તાર જોડાતો ગયો અને બીજી બાજુથી ગ્રંથિ વગરના અંદર–બહારથી સમગ્રપણે "નિર્ગ્રંથિ" થવાનો ભાવ દૃઢ થતો ગયો...

આ ભાવ-પદની તલ્લીનતામાં, એવા ને એવા નીરવ નિઃસ્તબ્ધ શ્રોતાસમૂહ વચ્ચે, મુનિશ્રીએ ક્યારે સમાપન કર્યું અને ક્યારે 'માંગલિક' સંભળાવ્યું તેનું ભાન ન રહ્યું.

પ્રથમ પરિચયનું આ વ્યાખ્યાન પૂરું થયું. વંદના કરતા શ્રોતા-ઓની વચ્ચેથી હું પણ મુનિશ્રીના પાવન ચરણે પડ્યો. તેમનાં ચરણોનો સ્પર્શ માત્ર મારા હાથ જ નહીં, અશ્રુ પણ કરી રહ્યાં હતાં...

તે જ બપોરે આ જ્ઞાનદર્શનાત્મા મુનિશ્રીનો અને તેમનો પરિચય કરાવનાર પૂ. પિતાશ્રીનો ઉપકાર માનતો માનતો હું ઉપાશ્રયે જઈ તેમને મળ્યો. પ્રતીતિ સતત થઈ કે જાણે કોઈ અકલ્પિત આત્મી-યતા અને એકતારતા તેમના સાથે થઈ રહી છે..... જાણે કોઈ જુગ જુગ જૂનો પરિચય તાજો થઈ રહ્યો છે.... જાણે મારા જનમ જનમના તૂટેલા તાર ફરી સંધાવાનો અપૂર્વ અવસર તેમના દ્વારા જાગી રહ્યો છે...

અને એ પછી?

એ પછી તો તેમનો સત્સંગ, તેમના સાથે પ્રત્યક્ષ પરિચય, વિહારપદયાત્રાઓમાં અને પત્રવ્યવહારથી પ્રશ્નચિંતન – નિરાકારણ અને તેમની નિશ્રામાં અનેક સ્થળોએ વાસ અને ગાન આ બધું ચાલ્યું.

વર્ષો વીતતાં ગયા. આચાર્યશ્રીનાં 'મોહમુક્તિ'થી માંડીને 'જિનેશ્વર મહિમા' અને 'પ્રશાંત વાહિતા' સુધીના લખાણો દરમ્યાન સૌરાષ્ટ્રથી દૂર સુદૂર મારે ફરવા-વસવાનું અને અનેક મુનિજનો, ગુરુજનો, સંતોના સાન્નિધ્યમાં આવવાનું બન્યું, પણ સર્વપ્રથમ આત્માની આરતની રઢ અને આનંદઘનજીનો આનંદ–રંગ લગાડનાર

સત્સંગના યોગે માણસમાં માણસાઈ પણ આવે છે.
થોડી ક્ષણનો કુસંગ ભલભલાનો જીવન–વિનાશ કરે છે.

ત્યારના મુનિવર્યશ્રી ભુવનવિજયજીનું ઉપકારક સ્થાન નિરાળું જ રહ્યું. તેમનાથી માંડીને મુનિશ્રી સંતબાલજી, નાનચંદ્રજી, પં. શ્રી સુખલાલજી' ગુરુદયાલ મલ્લિકજી, આચાર્યશ્રી વિનોબાજી, આચાર્યશ્રી પૂર્ણાનંદસૂરીશ્વરજી, ચિન્નમ્મા માતા, માતાજીશ્રી ધનદેવીજી, શ્રી જે. કૃષ્ણમૂર્તિ અને યોગીન્દ્ર શ્રી સહજાનંદ ઘનજી, ઉપકારક (ભદ્રમુનિજી) સુધીના અનેક જૈન–જૈનેતર સંતો અને ગુરુજનોના પાવન પરિચયમાં વિવિધરૂપે આવવાનું બન્યું છે, પણ અજ્ઞાન તિમિરનાં પડળોને સર્વપ્રથમ ભેદનાર આચાર્યશ્રી ભુવનરત્નસૂરીશ્વરજીનું સ્થાન પ્રથમ અને આગવા ઉપકારનું રહ્યું છે. મારા ભારત અને વિદેશનાં અનેક સ્થળોનાં ભ્રમણ અને અનેકવિધ જૈન સંગીત, સાહિત્ય ધ્યાનાદિ સૃજન કાર્યોનાં નિર્વહન–નિર્માણમાં પૂજ્ય આચાર્યશ્રીનો ફાળો નાનોસૂનો નથી. આમ છતાં તેમની નમ્રતા અને ગુણગ્રાહક અનુમોદના દૃષ્ટિ કેવી કે તેમણે હજુ વર્ષ પહેલાં જ એક પત્રમાં લખ્યું કે "તમારો ઝડપી આત્મવિકાસ જોઈ પ્રસન્નતા થાય છે. હંપીના મહાપુરુષની તમારા ઉપર કૃપા વરસી છે અમારા પણ તમને અંતરના આશીર્વાદ છે!"

જન્મભૂમિ અમરેલીથી માંડીને અમેરિકા સુધીની મારી અનેકવિધ યાત્રાઓ દરમ્યાન પૂજ્ય આચાર્યશ્રીને લીંબડી, અમદાવાદ, ધ્રાંગધ્રા, જુનાગઢ, રાજકોટ, મુલુંડ, મુંબઈ અને છેલ્લે મુક્તિધામ–અમદાવાદ (હજુ તો ગત જાન્યુઆરીમાં જ!) ક્યાં ક્યાં, કેટકેટલું મળવાનું અને તેમના ચરણે તત્વચિંતન—તત્વપાન કરવાનું મળ્યું અને મારા વિનમ્ર સંગીત–સાહિત્યનાં નિર્માણોમાં આ સઘળા પરિણામે તેમનો જે ફાળો છે, તે ભૂલી નહીં શકું. તેમના સાથેના આ સુદીર્ઘ સંપર્કો અને અનુભવોનું તો પુસ્તક ભરાય. સ્થળ સંકોચથી તેમના અનેક ઉપકારો અને અનેક ગુણોનું સ્મરણ કરતાં છેલ્લે આટલું કથીને વિરમીશ કે—

"કેસરી તો ગરજીને સૌને ભય-ભીત કરી દે, જ્યારે પ્રભુ-મહાવીરના પ્રતિનિધિ અને તેમના લાંછન પ્રતીક—શા આ કેસરીની વાણી પ્રભુની જેમ જ સૌને નિર્ભય કરી દે, શાતા પમાડી દે, રાગ–દ્વેષના

સંસારના ક્ષણિક સુખ માટે અણમોલ નર–ભવ
હારી જવો કોડી માટે કોહીનુર સમાન છે.

પડળોને ભેદાવી દે, અજ્ઞાન સુકાવી દે અને આત્મજ્ઞાન પ્રગટાવી દે!"

આપણા સૌમાં, જ્ઞાનદર્શનાત્મા સ્વ. આચાર્યશ્રી દ્વારા વહેલી વીતરાગ વાણી, આવા જ્ઞાન–દર્શનનાં ગુણો-જન્માવો!

અલખ આત્મયોગી જ્ઞાન–દર્શનાત્મા આનંદઘનજીને પગલે ચાલનાર અને આ આત્માને આનંદઘનજીનો પ્રથમ રંગ લગાડનાર આચાર્યશ્રીના ઉપકાર ઉદ્દવાત્માને અનેકશઃ અભિવંદના !!!

—પ્રતાપકુમાર જ. ટોલિયા

12, CAMBRIDGE ROAD, BANGALORE—560008

## અસાધારણ આકર્ષક વ્યાખ્યાતા...

धर्मं तो धर्मकर्ता च सदा धर्मपरायणः ।
सत्वेयः सर्वशास्त्रार्थदेशको गुरुरुच्यते ॥

ભાવાર્થ :- જે ધર્મને જાણનાર હોય, ધર્મને કરતો હોય, સદા ધર્મમાં તત્પર રહેતા હોય અને પ્રાણીઓને સર્વ શાસ્ત્રના ઉપદેશ દેતા હોય, તે ગુરુ કહેવાય છે.

—'કુમારપાલ પ્રબંધ'

આપણા જાણીતા પ્રવચનકારોમાં પૂ. મુનિ મહારાજ શ્રી ભુવનવિજયજી મહારાજનું સ્થાન એક ઉત્તમ પ્રકારના પ્રવચનકાર તરીકે સુપરિચિત છે. તેમના વ્યાખ્યાનમાં ઊંડું ચિંતન, સ્પષ્ટ નિર્મળ દૃષ્ટિ, વાસ્તવિક પરિસ્થિતિ વિષે સમાનતા અને ભાવનાનું પ્રાબલ્ય અનુભવગોચર થાય છે. જગતના – દેશના માનવસમાજના અને જૈનધર્મના વર્તમાન પ્રશ્નો વિષે તેમની પાસે સ્પષ્ટ માહિતી છે. અને તે પ્રશ્નોના ઉકેલ માટે આવશ્યક એવી નિર્મળપ્રભા પણ તેઓ ધરાવે છે.

પૂ. મુનિ મહારાજ શ્રી ભુવનવિજયજીમહારાજનું ચાતુર્માસ મોરબીમાં

દુનિયાએ વિકારમાં સુખ માન્યું અને જ્ઞાનીઓએ નિર્વિકારમાં.

સં. ૨૦૧૪ની સાલમાં થયેલું. તે વખતે મોરબીની જૈન-જૈનેતર પ્રજાને તેમનાં પ્રવચનો સાંભળવાનો જે અમૂલ્ય લાભ મળેલો તે મોરબીની ઈતિહાસમાં અજોડ અને અભૂતપૂર્વ હતો.

સાત મહિનાની સ્થિરતા દરમ્યાન મારે પૂજ્યશ્રીની સાથે ખૂબ જ પરિચયમાં આવવાનું થયેલું અને તેઓશ્રીનો મારા પ્રત્યેનો સદ્‌ભાવ હું કદી પણ વિસ્મૃત કરી શકું તેમ નથી.

તેર વર્ષ સુધી સૌરાષ્ટ્રના મુખ્ય મુખ્ય શહેરોમાં ચાતુર્માસ કરતાં તેમણે મેળવેલી ખ્યાતિ અને શાસનપ્રભાવનાનાં કરેલાં કાર્યો તે તે ગામના શહેરીજનો કદી પણ ભૂલી શકે તેમ લથી.

પૂ. મહારાજશ્રીની વ્યાખ્યાન-શૈલીથી શ્રોતાવર્ગ એટલો બધો મુગ્ધ થઈ ગયેલ કે શરૂથી છેવટ સુધી વ્યાખ્યાન હોલ ચિક્કાર ભરેલો જ રહેતો; એટલું જ નહીં પણ રજાના દિવસોમાં તો વધારાના શ્રોતાજનો માટે બહારની શેરીમાં સંઘને ગોઠવણ કરવી પડતી હતી.

પૂ. મહારાજશ્રીની વ્યાખ્યાન કરવાની કળા અત્યંત અસાધારણ રીતે આકર્ષક છે. ભાષા જોશદાર, હૃદયમાં સોંસરી ઊતરી છાપ પાડે તેવી અને સાથોસાથ સાદી તેમ જ સામાન્ય માણસને પણ સહેલાઈથી સમજાય તેવી છે. વાણી મેઘ ધ્વની જેવી ગંભીર લાગતી, અને કંટાળો ન આવતાં જાણે આખો વખત સાંભળ્યા જ કરીએ એમ થતું. પૂ. મહારાજશ્રીના વ્યાખ્યાનનું આકર્ષણ એટલું બધું હતું કે ધર્મકરણીમાં તેમ જ ઉપવાસ – આયંબિલ આદિ તપશ્ચર્યાઓમાં ભાગ્યે જ ભાગ લેતા એવા નામધારી શ્રાવકો પણ ત્યાં ખેંચાઈને આવતાં. અને કોઈને કોઈ સદ્‌બોધ લઈને જતા; એટલુ. જ નહિ પણ તે જીવનમાં ય ઉતારતા.

લગભગ દરરોજ રાત્રે પણ પૂ. મહારાજશ્રી આનંદઘનજી, ચિદાનંદજી આદિ મહાપ્રભાવિક પુરુષોનાં સ્તવનો તથા પદોના ભાવાર્થ એકત્ર થયેલ મેદનીને સમજાવતા એટલે જિજ્ઞાસુવર્ગને બહોળા પ્રમાણમાં તે લાભ પણ મળી શકતો હતો. પોતે જ્ઞાનની એક પરબરૂપ હતા. ઘણા

બિરતિ એટલે પાપ નિવૃત્તિ...વિરમો, વિરમો
જ્ઞાનીઓની વાતો પણ તેજ છે ને?

તરસ્યા પથિકોએ એ પરબમાંથી ધરાઈ ધરાઈને જ્ઞાનપાન કર્યું છે.

પૂ. મહારાજશ્રીના જીવનમાં પ્રમાદ લેશમાત્ર પણ નજરે આવતો નથી. જ્યારે જ્યારે પણ તેઓશ્રીને નિરખવામાં આવે છે. ત્યારે ત્યારે તેઓશ્રી કાંઈ ને કાંઈ લેખન-કાર્યમાં અગર સ્વાધ્યાયમાં તલ્લીન જોવામાં આવે છે. વર્તમાનકાળ અને સમયને વિચારી સામાન્ય ભદ્રિક આત્માઓને પ્રભુ શ્રી મહાવીરના સાચા માર્ગથી વાકેફ કરવા, જૈન તત્ત્વોના જાણકાર બનાવવા અને સરળ તથા તત્ત્વગવેષક બનાવવા પોતે પોતાનાથી બનતું બધું કરી છૂટે છે.

ધર્મમૂર્તિ મહારાજશ્રીનો ત્યાગ અને સંયમ જેટલો ઉગ્ર છે તેના કરતાં પણ તેઓશ્રીનું બ્રહ્મતેજ—બ્રહ્મચર્ય અત્યંત નિર્મળ અને પૂર્ણ છે. નાની વયમાં જ સંસારનો કરેલો ત્યાગ જે બ્રહ્મચર્યરૂપી ચંદ્રના તેમના જીવનમાં પૂર્ણકળાએ ખીલ્યો છે. બ્રહ્મચર્યના પ્રભાવથી, ચારિત્રધર્મના તેજથી, તેઓશ્રીની વાણી જલદ ગંભીર સમાન છે. અને ધર્મોપદેશમાં અજબ પ્રાભાવિક શક્તિ ઝળકે છે. ઉપદેશ આપવામાં અને વસ્તુસ્થિતિનું પ્રતિપાદન કરવામાં તેઓશ્રીની પ્રતિભા અપૂર્વ છે. તેમની ન્યાયપૂર્ણ વ્યાખ્યાનશક્તિ તો સરસ અને મોહક છે. તેમ જ વિષય વિવેચન કરવાની પદ્ધતિ એવી તો મનોરમ છે કે નાનું બાળક પણ તેટલા જ ભાવથી સમજે, જેટલા ભાવથી એક વિદ્વાન તેમની દૈવી વ્યાખ્યાનકલા પર, પદાર્થનિરૂપણ ઉપર અને સૂક્ષ્મતત્ત્વ – પ્રતિપાદન શૈલી ઉપર સેંકડો આત્માઓ મંત્રમુગ્ધ બને છે. અનેક તત્ત્વગવેષકો દૂર દૂરથી તેઓશ્રીની વાણીનું અમૃતપાન કરવા લલચાઈ આવે છે. ખરેખર, પૂ. મહારાજશ્રી અલૌકિક પ્રતિભાશાળી અને અસાધારણ ઉપદેષ્ટા છે. તેઓશ્રી ઘણા આબાલ વૃદ્ધ, ઊછરતા મેધાવી યુવકોના, આંગ્લ વિદ્યાભ્યાસીઓ, તથા જૈનેતરોના માર્ગદર્શક બન્યા છે.

પોતાના પ્રભાવિત જાહેર વ્યાખ્યાનોથી અધ્યાત્મજ્ઞાનની, વીર પરમાત્માના સાચા, ઊંડા, ગંભીર તત્ત્વજ્ઞાનની ઉદ્‌ઘોષણા વડે જનતાને જગાડનાર, ક્રિયામાં જ્ઞાનને ઓતપ્રોત કરનાર યુવાનો ને બાળકોમાં નવા ચેતન જગાડનાર, દ્રવ્યાનુયોગ જેવા ગહન વિષયને સરલ બનાવનાર

દેવો ય સર્વ ત્યાગરૂપ ચારિત્ર માટે જ મનુષ્યભવને ઝંખે છે.

તેઓશ્રી એક પ્રખર વક્તા છે.

જૈન મુનિ છતાં, જૈનેતરોમાં પણ પરમપૂજ્ય, જ્યાં જ્યાં તેઓશ્રીએ ચાતુર્માસ કર્યા છે ત્યાં ત્યાં પોતાની સુમધુર વાણીથી શાંતિ સ્થાપી અને સત્યધર્મનું ભાન કરાવ્યું છે. તેમનામાં વિદ્વતા ને સૌજન્ય, જ્ઞાન અને સચ્ચારિત્રનો વિરલ સંયોગ જોઈ સૌ કોઈને તેમના પ્રત્યે સહજભાવે ભક્તિભાવ ઉત્પન્ન થાય છે.

સંસારના ત્રિવિધતાપથી સંતપ્ત થયેલ કોઈપણ વ્યક્તિ તેમની પાસે જાય એટલે તેઓશ્રીનો શાંત સ્વભાવ અને ગંભીર મુખમુદ્રા જોઈને સ્વયં ઉપશાંત અવસ્થામાં આવી, સંસારના તાપને ભૂલી પરમ શાંતિ મેળવી શકે છે. પૂજ્યશ્રીનાં બધાં પ્રવચનોનો એકંદર સાર લઈએ તો તેમના કહેવા મુજબ, સંસારનો એક પણ પદાર્થ માનવીના આત્માને વાસ્તવિક શાંતિ, સુખ કે આબાદી આપી શકવા સમર્થ નથી. જેની પ્રાપ્તિ રક્ષણ કે ભોગવટો, પુણ્યાઈ વિના અસંભવિત છે. એવા આ બધા નાશવંત પદાર્થોની મમતાને કારણે, આજનો માનવસંસાર પૂર્વકાલમાં ન હતો તેના કરતાં વર્તમાનકાળમાં વધારે દુઃખી, અશાંત તેમજ બરબાદ બની રહ્યો છે. છતાં મોહ, અજ્ઞાન તથા મિથ્યાજ્ઞાનને કારણે આજના માનવોને પોતાની ખામી ભૂલ કે ક્ષતિઓ જણાતી નથી. કાંઈક પુણ્યોદયે થોડું ઘણું સાંસારિક સુખ એને મળી જાય એટલે તે ભાન ભૂલી વિવેકને ખોઈ બેસે છે, તેની આત્મજાગૃતિ માટે આવરણો આવી જાય છે. તે વેળા તેના હિત કે અહિત, સાર કે અસાર, આહેય કે ઉપાદેયનું કાંઈ જ ભાન રહેતું નથી.

ભાવનગરના ચાતુર્માસમાં પૂ. મહારાજશ્રીએ ઉપાધ્યાયજી કૃત 'જ્ઞાનસાર'નો અપૂર્વ ગ્રંથ જે સામાન્ય માણસને માટે સમજવો બહુ જ કઠિન છે, છતાં તેમની લાક્ષણિક-શૈલીથી તેને સરળ અને સુમધુર બનાવી શ્રોતાજનોને અધ્યાત્મરસમાં તરબોળ બનાવ્યા હતા. આ ઉપરાંત પર્યુષણ-પર્વમાં સારી સંખ્યામાં તપશ્ચર્યાઓ પણ થઈ હતી તેમજ ઉત્સવ, મહોત્સવો યોજી શ્રેષ્ઠ સંગીતકાર શાંતિલાલ શાહને બોલાવી શાસનપ્રભાવના કરી જૈન તેમજ જૈનેતર સમાજને ખૂબ જ પ્રભાવિત

---

સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર એ ત્રણે ત્રણ મોક્ષનાં અંગ.

કર્યો હતો. આ મહોત્સવની વિશિષ્ટતા એ હતી કે પૂજ્યશ્રીએ સાધર્મીક-વાત્સલ્યનો, જમાનાને અનુકૂળ સાચો અર્થ સમજાવી, સીદાતા મધ્યમ-વર્ગના જૈન બંધુઓ માટે સારી એવી રકમ એકઠી કરાવી તેની સુંદર વ્યવસ્થા કરાવી હતી.

ભાવનગર નરેશ શ્રી કૃષ્ણકુમારસિંહજી મહારાજા સાહેબ દાદા-વાડીના ઉપાશ્રયે તથા ટાઉનહોલના જાહેર વ્યાખ્યાનોમાં હાજરી આપી, પૂજ્યશ્રીનાં વ્યાખ્યાનો સાંભળી પોતાનો પૂર્ણ સંતોષ અને આનંદ વ્યક્ત કર્યો હતો.

આ રીતે અનેકવિધ પ્રવચનોમાં જુદા જુદા વિષયો દ્વારા પૂજ્ય મહારાજશ્રીએ વર્તમાનયુગની જનતાને ખૂબ જ પ્રેરક, ઉદ્બોધક, તેમજ અપૂર્વ માર્ગદર્શક બને તેવો સદુપદેશ આપ્યો છે, દુનિયા વિષે સંસારના સ્વાર્થી માણસો વિષે, સમતા અને મમતા વિષે વિશ્વમૈત્રીની ભાવના કેળવવા માટે, વિષય, કષાય, રાગ-દ્વેષ, ઈત્યાદિ વિષે પૂજ્યશ્રીએ ઘણો જ સુંદર ઉપદેશ આ પ્રવચનોમાં આપ્યો છે.

અધ્યાત્મ વિદ્યાના જાણકાર, અધ્યાત્મનિષ્ઠ, ઉત્તમ સાધુ ધર્મના-પાલક, આત્મજ્ઞાનરૂપ બગીચામાં રાત દિવસ ક્રીડા કરનાર એવા પૂ. મહારાજશ્રીના અત્યુત્તમ ગુણોથી આકર્ષાઈ, ભાવનગરમાં થયેલાં, તેમના જાહેર-વ્યાખ્યાનો પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરી, પ્રચાર કરવાની જવાબદારી 'જૈન' પત્રના માનનીય, સદ્ભાવનાશીલ તંત્રી શ્રીયુત ગુલાબચંદભાઈએ 'મંગલદ્વાર' ઉપાડેલ છે. તે અતિ અનુમોદનીય, અને પ્રશંસનીય છે. ઘણા મુમુક્ષુભાઈઓ તથા બહેનો આ પ્રવચનો વાંચી, વિચારી, પ્રેરણા મેળવી સ્વ-પર હિતસાધક બની શકશે.

પૂ. મુનિ મહારાજશ્રી ભુવનવિજયજી મહારાજના નિર્વ્યાજ પ્રેમ અને મમતાએ, મને અનધિકારી જનને પણ અધિકારી માની લઈ એમનાં આ પ્રવચનો જે ખરી રીતે જીવનમાંથી મળેલા પ્રકાશ, પ્રેમ અને અનુભવની પ્રસાદી છે, એની પ્રસ્તાવના લખવાનો આદેશ આપ્યો. એમના શબ્દોનું મૂલ્યાંકન મારે મન અમૂલ્ય હોઈ, મેં સહર્ષ

મનુષ્યભવ શિખરે આરૂઢ થયેલ આત્મા ગબડે તો
અનંતકાળે પણ ઠેકાણે ન આવે.

સ્વીકારી લઈ, આ ટૂંકી પ્રસ્તાવના લખી હું મને પોતાને કૃતકૃત્ય માનું છું......

'મંગલ દ્વાર'
૩૧-૧-૬૧ [મોરબી]

શ્રમણોપાસક
ડૉકટર વલ્લભદાસ નેણસીભાઈ

# ધર્મશ્રદ્ધાના તેજસ્વી દિપક....

પૂજ્ય આચાર્ય ભગવંતશ્રી ભૂવનરત્નસૂરીશ્વરજી મ.નો તા. ૧૩-૪-૮૭ના હાર્ડએટેક આવવાથી કાળધર્મ પામ્યાના સમાચાર અત્રેના મૂર્તિપૂજક ઉપાશ્રયમાં બિરાજતા ભદ્રગુપ્તવિજયજી મ. સા. આદિ ઠાણાઓ પાસેથી જાણવા મળેલ. સાંભળતા આચકો લાગ્યો ! આંખે અંધારા આવ્યા. મન માનવા તૈયાર ન હતું ને કાન સાંભળવા. કેમ કે આવી વાત કેમ કબૂલી શકાય ? તેમના તરફથી મળતી વિતરાગવાણી બંધ થઈ ગઈ. દુઃખમાં ધકેલી નિરાધાર મૂકી શાસનના કર્ણધાર કયાં સંતાયા ? જિન-વાણીની ઝાલરોથી કંઈક સૂતેલાને જગાડનાર જ શું ચિરનિદ્રામાં પોઢી ગયા, અન્ત સત્ય વસ્તુ છે. 'ઈમં શરીર અણિચ્ચં' સર્વક્ષણિક ને નિત્ય એક અવિનાશી આત્મા આવા ભેદજ્ઞાનની ભૂમિકા સમજાવતા જતાં રહ્યા !

જીવન મંગલમય બનાવી ને મૃત્યુપર્વને મહોત્સવ બનાવી સમાધિપૂર્વક મૃત્યુંજય બની જતા રહ્યા. તેના મહાનકાર્યોની આગેકૂચ-તે કાર્યો સમજી વિચારી આચરી આગળ જાળવી રાખવાની છે. મૃત્યું-જયજ્ઞાન મહાન પુરુષોના પુરૂષાર્થ સાથે તેમના જીવનમાં દેખાય આવે છે. આપણા ગુરુદેવ, કે જેની પાસે અજન્મા બનવાની ચાવી, જીવન-કાર્ય, સાધના વડે, મૌન વડે મળતી હતી તે સરવાણી બંધ થતા હવે ઉપાય શું રહ્યો ?

સરુ છું હવે ગુરુદેવના વાંચેલ જીવન પરિચય... સાથે સાથે તેમની નિકટતાથી નિશ્રામાં મળેલ જીવંત પરિચય પળો સામે જ

મૂર્તિમંત થાય છે. સંવત ૨૦૦૫માં પહેલું જ અમરેલી માટે ચાતુર્માસ હતું. અમરેલીથી પાલીતાણા છ'રી પાળતો સંઘ નીકળેલ. તેમાં મારા પિતાશ્રી, મારો નાનોભાઈ કાન્તિભાઈ તથા પુત્ર દુલેરાયને સંઘમાં જવાનો લાભ મળેલ. દર રવિવારે કપોળ મહાજનના ડેલામાં જાહેર વ્યાખ્યાન...આ બધુંય યાદ આવી જાય છે.

ઘણી વખત શેષકાળનો લાભ મળેલ. સં. ૨૦૪૨નું ચાતુર્માસ રાજકોટના ચાતુર્માસ પછી અમરેલીને આપ્યું... આપ બે ઠાણા સાથે... તે બધું આપણે જાણીએ છીએ-જોયું છે, અનુભવ્યું છે. તે પછી ત્યાંથી ગિરનારજી છ'રી પાળતો સંઘ તા. ૧૮-૧૨-૮૪ થી ૨૯-૧૨-૮૪નો નીકળ્યો...આ બધા સુખભર્યા ધાર્મિક દિવસો સંતાઈ ગયા. ફરી આવા પ્રસંગો ઉજવવાની તકો જતી રહી કે શું ?

હે ! કાળ તને આ શું સૂઝયું ? અમારો દિવ્ય દિપક, તેજસ્વી સિતારો, ચારિત્રદૃઢતાનો મેરુ, ચારિત્ર્ય રખેવાળ, પ્રેરણાનો પરબીયો, સ્પષ્ટ-નીડર વક્તા ભલે તે અમારી પાસેથી છીનવી લીધો પણ...તેમના તરફથી અમારી ભક્તિ શ્રદ્ધા, તથા અમારા પર બિછાવેલી ધર્મચાદર જ્યાં સુધી સલામત-જીવંત છે ત્યાં સુધી ભૂંસી નાખવાની શું તારી તાકાત છે ?

ગુરુદેવ ! આ પ્રત્યેનો શ્રદ્ધાદિવડો જ્ઞાન-તેલથી જલતો જ રહેશે. આપના અધૂરા કાર્યો પૂરા કરવા એ દરેક શિષ્ય, સંઘ, સાધુ-સાધ્વી મુમુક્ષો-જૈનેતરો સર્વેની ફરજ છે કે જેણે આપણા પર અનંત ઉપકાર કર્યા તેની છે. પરમાત્મન્ ! અમને આફતથી ઉગારી કાર્યશક્તિની પ્રેરણા આપશો.

ઉચ્ચકોટિનો આપનો આત્મા મહાવિદેહી ક્ષેત્રે જન્મી સિદ્ધગતિને પામે, એ પ્રાર્થના. હિંમત રાખી લખું છું, સર્વેને હિંમત રાખવા વિનંતી પણ કરું છું. વધારે શું લખું ? કલમ કંપે છે, હાથ અટકે છે, આંખો ભીની થાય છે, અને આત્મા ઈચ્છે છે કરું ગુરુદેવને, બસ, કોટિ કોટિ વંદના, ચરણાવિંદે.

મગનલાલ વનમાળીદાસ મહેતા અમરેલીવાળા

C/o રૂપમ સ્ટોર્સ મહા રોડ, ૧૪૧-ઈ કોલ્હાપુર

**મમતા એ વિષવેલ છે ને સમતા એ અમૃત વેલ.**

# શ્રોતાઓને પોતાની જાતને ભૂલાવી દેનાર તત્વ અને સત્વની ભરપુર વાણીદાતા...

પરમોપકારી, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરીશ્વરજીને ગુણાનુવાદ શ્રદ્ધાંજલિ આપના ચરણાંવિંદે!

પૂ. ગુરુદેવશ્રીનો જન્મ સંવત ૧૯૮૦ માં, મારવાડનાં, ખેતાસર ગામે, વીશા ઓસવાળ જ્ઞાતિમાં (ધારીવાડ કુળ) થયો હતો.

ખેતાસર એક તદ્દન નાનકડું ગામ...જ્યાં મંદિર કે પાઠશાળા કશું નથી. છતાં ય પૂજ્યશ્રીના આગલા ભવનાં જ્ઞાનના સુસંસ્કારોને લઈ મારવાડમાં જ ઓસિયા–તીર્થમાં અભ્યાસ કરી અને વિ. સં. ૧૯-૯૬ની સાલમાં બાલબ્રહ્મચારી અવસ્થામાં પૂ. આચાર્યશ્રીચંદ્રસૂરીશ્વરજીના વરદ્ હસ્તે દીક્ષા અંગીકાર કરી હતી. ધન્ય હો માતપિતાને! જેમની કૂખે પૂજ્યશ્રી જેવા તેજસ્વી રત્નનો જન્મ થયો.

તેજસ્વી રત્નવર્ય પૂજ્યશ્રી સાથે મારો પરિચય સં. ૨૦૨૬ની સાલના ચાતુર્માસ વખતે નાગપુરમાં થયો. જે હતું આપશ્રી સાથેનું પ્રથમ પરિચય–મિલન.

પૂજ્યશ્રી આચાર્યદેવ! આપના હરેક વ્યાખ્યાનોમાં પ્રાયઃ મારી હાજરી રહેતી. પૂજ્યશ્રી ગુરુદેવના સદ્ઉપદેશથી જ અહીં ભવ્ય ઉપાશ્રયનું નિર્માણકાર્ય આપની અથાગ મહેનત વડે થયું. તેમજ નૂતન જૈન પ્રસાદનું નિર્માણ પણ આપ થકી જ થયેલ. ફક્ત ચાર માસના ટૂંકા ગાળામાં શિખરબંધી–ભવ્ય પ્રાસાદનો શીલાન્યાસ વિધિ, અંજન-શલાકા, પ્રતિષ્ઠા મહોત્સવ ખૂબ જ ધામધૂમથી ને દશાહ્નિકા મહોત્સવ, દશે દિવસ નવકારશી, સ્વામિવાત્સલ્ય સાથે ઉજવાયેલ હતા.

દરરોજ વ્યાખ્યાનમાં આપશ્રી સુંદર, મધુર, બુલંદ કંઠે, લયો ને આલાપપૂર્વક, રાગ–રાગિણીઓથી સ્તવનો, સજ્ઝાયો, પૂજા–પદો, દુહાઓ અને કથાનક–ગીતો તથા પ્રચલિત કહેવતો સાથે આપશ્રી દાખલા

બાહ્યને અભ્યંતરથી નિર્ગ્રંથ બનવાનો
અવસર એ જ અપૂર્વ અવસર.

દૃષ્ટાંતો આપો છો ત્યારે શ્રોતાઓ પોતાની જાતને ભૂલી તપ, ત્યાગ અને સંયમ રાસમાં આનંદવિભોર તરબોળ બની જતા.

પૂજ્ય ગુરુદેવશ્રી, સાદી, સરળ અને સચોટ વાગ્ધારાથી તથા હૃદયસ્પર્શી અનોખી શૈલીથી ઉપાશ્રયમાં શ્રોતાજનોનો સાગર ઉમટતો રહેતો ને વાણીમાં સર્વે તલ્લીન.

તત્ત્વ અને સત્ત્વથી ભરપૂર-કાવ્યમય ગુર્જર-ગીરાનું શ્રવણ કરતાં શ્રોતાઓની સંખ્યા-વધતી, મોટા સમુદાયમાં પૂર્ણશાન્તિનું સામ્રાજ્ય-સ્થાપન એ જાદુઈ અસર એમની વ્યાખ્યાન-શૈલીની આગવી શકિત હતી.

પૂજ્યશ્રી જૈન ધર્મના શાસ્ત્રોના ઊંડા અભ્યાસી, સ્વાધ્યાયી, હોવા ઉપરાંત ગીતા, વેદ, ઉપનિષદ, ભાગવત, રામાયણ, મહાભારત યોગ-વશિષ્ઠ વગેરે વગેરેનું જ્ઞાન ધરાવતા હતા. આ કારણે આગમોમાંથી ગાથાઓ અન્યદર્શનના શ્લોકો, બોલી સર્વધર્મ સમન્વય કરી, સાંભળનારાંઓના સંશય દૂર એ સર્વે દર્શનની સમજણપૂર્વકની સમતુલા થકી કરતા. તે જ રીતે દરેક સંશય દૂર કરી શકતાં હતાં.

શિષ્યરત્ન મુનિશ્રી યશોવિજયજી વિનમ્ર અત્યંત શાંત પ્રકૃતિના ગુણવાળા જે દરેક વ્યાખ્યાનોમાં આપશ્રી સાથે પાટ પર બિરાજવાની સાથે ઊંડું ચિંતન-મનન કરતા જોયા હતા. ભાગ્યે જ જોવા મળે આવી ગુરુ-શિષ્યની જોડી!

પૂ. સુરિદેવજી! સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ)માં આપના પ્રભાવક પ્રવચનો તથા ચાતુર્માસો-મહોત્સવો થવાની સાથે આનંદમુગ્ધ થઈ આપને 'સૌરાષ્ટ્ર કેસરી'નું બિરુદ આપેલ. આપશ્રીએ છ'રી પાળતા સંઘો પણ તીર્થસ્થાનોમાં સમુદાય સાથે લઈ ગયેલ હતા. ધન્ય છે પૂજ્યશ્રીને કે જેના ઉપદેશ સાંભળતા અનેક આત્માઓને સચોટ અસર કરી સદ્કાર્ય કરવા પ્રેરણા આપેલ હતી. આવા અનેક જ્ઞાન-ગર્ભિત પ્રેરણા સ્વરૂપ વ્યાખ્યાનો સાંભળતા નરમાંથી નારાયણ બનતા વાર ન લાગે! એકવારનો નયસાર કઠિયારો જ કાળે કરીને ભગવાન મહાવીર બને છે. એક વારનો મરુભૂતિ હાથી પાર્શ્વનાથ બને છે.

સાધનાની બલિહારી!! સાધકને જન્મ-મૃત્યુ ડરાવી શકતા નથી.

અધમ કૃત્યો કરતા અટકી જવાય તો દેહ દુર્ગતિનું
નહીં સદ્ગતિનું દ્વાર બને.

# શ્રોતાઓને પોતાની જાતને ભૂલાવી દેનાર તત્વ અને સત્વની ભરપુર વાણીદાતા...

પરમોપકારી, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવશ્રી વિજયભુવનરત્નસૂરીશ્વરજીને ગુણાનુવાદ શ્રદ્ધાંજલિ આપના ચરણાંવિંદે!

પૂ. ગુરુદેવશ્રીનો જન્મ સંવત ૧૯૮૦ માં, મારવાડનાં, ખેતાસર ગામે, વીશા ઓસવાળ જ્ઞાતિમાં (ધારીવાડ કુળ) થયો હતો.

ખેતાસર એક તદ્દન નાનકડું ગામ...જ્યાં મંદિર કે પાઠશાળા કશું નથી. છતાં ય પૂજ્યશ્રીના આગલા ભવના જ્ઞાનના સુસંસ્કારોને લઈ મારવાડમાં જ ઓસિયા–તીર્થમાં અભ્યાસ કરી અને વિ. સં. ૧૯-૯૬ની સાલમાં બાલબ્રહ્મચારી અવસ્થામાં પૂ. આચાર્યશ્રીચંદ્રસૂરીશ્વરજીના વરદ્ હસ્તે દીક્ષા અંગીકાર કરી હતી. ધન્ય હો માતપિતાને! જેમની કૂખે પૂજ્યશ્રી જેવા તેજસ્વી રત્નનો જન્મ થયો.

તેજસ્વી રત્નવર્ય પૂજ્યશ્રી સાથે મારો પરિચય સં. ૨૦૨૬ની સાલના ચાતુર્માસ વખતે નાગપુરમાં થયો. જે હતું આપશ્રી સાથેનું પ્રથમ પરિચય–મિલન.

પૂજ્યશ્રી આચાર્યદેવ! આપના હરેક વ્યાખ્યાનોમાં પ્રાયઃ મારી હાજરી રહેતી. પૂજ્યશ્રી ગુરુદેવના સદ્ઉપદેશથી જ અહીં ભવ્ય ઉપાશ્રયનું નિર્માણકાર્ય આપની અથાગ મહેનત વડે થયું. તેમજ નૂતન જૈન પ્રસાદનું નિર્માણ પણ આપ થકી જ થયેલ. ફક્ત ચાર માસના ટૂંકા ગાળામાં શિખરબંધી–ભવ્યપ્રાસાદનો શીલાન્યાસ વિધિ, અંજન–શલાકા, પ્રતિષ્ઠા મહોત્સવ ખૂબ જ ધામધૂમથી ને દશાહ્નિકા મહોત્સવ, દશે દિવસ નવકારશી, સ્વામિવાત્સલ્ય સાથે ઉજવાયેલ હતા.

દરરોજ વ્યાખ્યાનમાં આપશ્રી સુંદર, મધુર, બુલંદ કંઠે, લયો ને આલાપપૂર્વક, રાગ–રાગિણીઓથી સ્તવનો, સજ્ઝાયો, પૂજા–પદો, દુહાઓ અને કથાનક–ગીતો તથા પ્રચલિત કહેવતો સાથે આપશ્રી દાખલા

બાહ્યને અભ્યંતરથી નિર્ગ્રંથ બનવાનો
અવસર એ જ અપૂર્વ અવસર.

બરાબર શાશ્વતી ઓળી–ચૈત્રી ઓળીનું આગમન થયું. શ્રીસંઘની લાગણી સભર વિનંતી આચાર્યદેવશ્રી નકારી શકે તેવી કોઈ પોઝીશન ન હતી. આનંદિત થઈ તેમણે આમંત્રણ સ્વીકાર્યું.

વીજળી ને પવન કરતા પણ ઝડપી વાયુવેગે આ સમાચાર સંઘમાં ફેલાતા ઘેર ઘેર ઉલ્લાસના દીવા પ્રગટયા. પૂ. આચાર્યદેવશ્રી તેમના વિદ્વાન શિષ્યરત્ન પૂ. યશોવિજયજી મ., ગણિવર્યશ્રી પૂ. રાજચંદ વગેરે સાથે ધામધૂમથી મોટી ટોળી નૂતન ઉપાશ્રયે પધાર્યા.

તેઓશ્રીના સ્વાગતમાં કોઈ જૈન બાકી ન હતો. હૈયે હૈયું દળાય તેવી મેદની હતી. બજારમાં ને જૈનત્તરો પણ દિગ્મૂઢ થઇ જોતા હતા કે કોઈ મહાન સંતના પગલા થઈ રહ્યા છે. પૂજ્યશ્રીની પધરામણી –મંગલાચરણ બાદ આ લેખના લેખકે–અનન્ય ગુરુભક્ત શ્રી જયંતિલાલ એમ. શાહે પૂજ્યશ્રીના ૨૦ વર્ષ પહેલાના સંઘના ઉપકાર સહ શાશ્વતી ઓળીની પદ્યમય શૈલીના વ્યાખ્યાનનો લાભ લેવા સૌને અપીલ કરી.

વ્યાખ્યાન વાચસ્પતિ ગુરુદેવશ્રી ! યથાર્થ ગુણ ચમત્કાર સર્જ્યો. પરિણામ...બીજે દિવસે પ્રથમસ્ય દિને વ્યાખ્યાન સમય ૯/૦૦ પહેલા આખો હોલ ભરચક થઈ ગયો. નવ પછી આવનારાને નિરાશા સાંપડી કેમકે બહાર ઉભું રહેવું પડયું. વ્યાખ્યાન બુલંદ શૈલી સહ શરૂ થયું. શાંતિનું સામ્રાજ્ય, ટાંચણી પડે તો ય ખલેલ પહોંચે ! ૧૫૦૦ માણસોની હાજરી છતાં નવ દિવસ સુધી શ્રીપાળ ચરિત્ર પદ્યમય (પુસ્તક પ્રતના આધાર વગર) સંભળાવ્યું. જે સાંભળવા જૈન સંઘના પ્રકાંડજ્ઞાતા પૂ. પંન્યાસશ્રી અભયસાગરજી મ. પણ પધારેલ ને સાંભળી મંત્રમુગ્ધ થયેલ. આચાર્યશ્રીની શક્તિની અનુમોદના કરેલ. જે પાલીતાણાની પ્રજા માટે ચમત્કાર જ સમાન માનવું રહ્યું. બીજા દિવસથી જૈનેત્તરોની સંખ્યામાં વધારો ને રસસરિતા અસ્ખલિત રીતે વહેતા પૂર્ણ શાંતિ છવાતી. કલાક પસાર થતો પણ કેવી રીતે ? કોને ખબર ? વીરવાણી બસ સાંભળ્યાં જ કરીએ.

ઓળી પૂર્ણાહૂતિ...ને લગભગ ૧૫૦૦ માણસો બેન્ડવાજા સહ પૂજ્યશ્રી સાથે તલાટી-યાત્રા કરી ગિરિવિહાર આવ્યા. ત્યાં પૂજ્યશ્રીના પ્રવચન બાદ ઉજાણી (જમણવાર) પાલીતાણા શ્રીસંઘના ઇતિહાસમાં

પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થઈ જીવ પરભાવમાં જાય છે.

ભવના રણમાં ભય પમાડી શકતા નથી. આજે નહિ તો કાલે, આ ભવે નહિ તો આવતા ભવે. સાચા ધર્મ પાલકની, ત્યાગિની, તપસ્વીની, ચારિત્રશીલની મુક્તિ છે જ છે જ.

હે! પૂજ્ય ગુરુદેવ! તમારા ગુણો તો અનંતાઅનંત છે. સો વર્ષના આયુષ્ય વડે પણ તમારા ગુણો કહી શકાય નહીં!

પૂજ્ય આચાર્યદેવશ્રી, અંતરમુખ આત્માને ઓળખવા, અંતરમુખ થવા વારંવાર કહેતા હતા. તેટલું ય આપણે કરી શકીએ તો પૂજ્યશ્રીને સાચી શ્રદ્ધાંજલિ આપી ગણાશે.

નાગપુર — સૌભાગ્યચંદ સુંદરજી સાવડીયા

## નવપદજી ઓળીના અજોડ વ્યાખ્યાતા

'સૌરાષ્ટ્ર કેસરી,' 'અજોડ વ્યાખ્યાનકાર' પૂ. આ. શ્રી ભુવનરત્નસૂરિશ્વરજી મ. સા. જેઓ મૂળવતને મારવાડના પણ સૌરાષ્ટ્ર સાથે એટલો બધો નાતો કે તેઓશ્રી સૌરાષ્ટ્ર કેસરી બિરુદ્ધ પામ્યા... તેમના વ્યાખ્યાનમાં કાઠિયાવાડી તળપદી ભાષાનો છૂટથી ઉપયોગ થતો સાંભળી એમ લાગે કે તેઓ શુદ્ધ કાઠિયાવાડી જ છે. કે તેઓશ્રીનું તળપદી કાઠિયાવાડી ભાષા પર અભૂતપૂર્વ પ્રભુત્વ હતું.

અમારા પાલીતાણા મોટી ટોળી શ્રીસંઘમાં તેમનું ચાતુર્માસ ૨૨ વર્ષ પહેલાં હતું તે વખતની તેમની શૈલીનો ચટકો સૌના મને અમીટપણે રહ્યો હશે જ.

બાદ તેઓશ્રી ભારતભરમાં ધર્મનો ડંકો વગાડી આચાર્યપદે આરૂઢ થઈ લગભગ ૧૮ વર્ષે પુનઃ પાલીતાણા પધાર્યા. ને શ્રીસંઘના આબાલવૃદ્ધોના મન-મયુર નાચી ઉઠયા... પાલીતાણા સંઘમાં અભુતપૂર્વ સ્વાગત થયું. ૨૦ વર્ષના વહાણા વાયા છતા સંઘના હૃદયે તે તળપદી ભાષા-સુંદર દૃષ્ટાંતો ન ભુલાયા! રસાસ્વાદ લેવા સૌ આતુર!

**નારી નરકની ખાણ નથી પણ આપણી વાસના
એ નરકની ખાણ છે.**

બરાબર શાશ્વતી ઓળી—ચૈત્રી ઓળીનું આગમન થયું. શ્રીસંઘની લાગણી સભર વિનંતી આચાર્યદેવશ્રી નકારી શકે તેવી કોઈ પોઝીશન ન હતી. આનંદિત થઈ તેમણે આમંત્રણ સ્વીકાર્યું.

વીજળી ને પવન કરતા પણ ઝડપી વાયુવેગે આ સમાચાર સંઘમાં ફેલાતા ઘેર ઘેર ઉલ્લાસના દીવા પ્રગટયા. પૂ. આચાર્યદેવશ્રી તેમના વિદ્વાન શિષ્યરત્ન પૂ. યશોવિજયજી મ., ગણિવર્યશ્રી પૂ. રાજચંદ વગેરે સાથે ધામધૂમથી મોટી ટોળી નૂતન ઉપાશ્રયે પધાર્યા.

તેઓશ્રીના સ્વાગતમાં કોઈ જૈન બાકી ન હતો. હૈયે હૈયું દળાય તેવી મેદની હતી. બજારમાં ને જૈનત્તરો પણ દિગ્મૂઢ થઇ જોતા હતા કે કોઈ મહાન સંતના પગલા થઈ રહ્યા છે. પૂજ્યશ્રીની પધરામણી —મંગલાચરણ બાદ આ લેખના લેખકે—અનન્ય ગુરુભક્ત શ્રી જયંતિલાલ એમ. શાહે પૂજ્યશ્રીના ૨૦ વર્ષ પહેલાના સંઘના ઉપકાર સહ શાશ્વતી ઓળીની પદ્યમય શૈલીના વ્યાખ્યાનનો લાભ લેવા સૌને અપીલ કરી.

વ્યાખ્યાન વાચસ્પતિ ગુરુદેવશ્રી ! યથાર્થ ગુણ ચમત્કાર સર્જયો. પરિણામ...બીજે દિવસે પ્રથમસ્ય દિને વ્યાખ્યાન સમય ૯/૦૦ પહેલા આખો હોલ ભરચક થઈ ગયો. નવ પછી આવનારાને નિરાશા સાંપડી કેમકે બહાર ઉભું રહેવું પડયું. વ્યાખ્યાન બુલંદ શૈલી સહ શરૂ થયું. શાંતિનું સામ્રાજ્ય, ટાંચણી પડે તો ય ખલેલ પહોંચે ! ૧૫૦૦ માણસોની હાજરી છતાં નવ દિવસ સુધી શ્રીપાળ ચરિત્ર પદ્યમય (પુસ્તક પ્રતના આધાર વગર) સંભળાવ્યું. જે સાંભળવા જૈન સંઘના પ્રકાંડજ્ઞાતા પૂ. પંન્યાસશ્રી અભયસાગરજી મ. પણ પધારેલ ને સાંભળી મંત્રમુગ્ધ થયેલ. આચાર્યશ્રીની શક્તિની અનુમોદના કરેલ. જે પાલીતાણાની પ્રજા માટે ચમત્કાર જ સમાન માનવું રહ્યું. બીજા દિવસથી જૈનેત્તરોની સંખ્યામાં વધારો ને રસસરિતા અસ્ખલિત રીતે વહેતા પૂર્ણ શાંતિ છવાતી. કલાક પસાર થતો પણ કેવી રીતે ? કોને ખબર ? વીરવાણી બસ સાંભળ્યાં જ કરીએ.

ઓળી પૂર્ણાહૂતિ...ને લગભગ ૧૫૦૦ માણસો બેન્ડવાજા સહ પૂજ્યશ્રી સાથે તલાટી-યાત્રા કરી ગિરિવિહાર આવ્યા. ત્યાં પૂજ્યશ્રીના પ્રવચન બાદ ઉજાણી (જમણવાર) પાલીતાણા શ્રીસંઘના ઇતિહાસમાં

પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થઈ જીવ પરભાવમાં જાય છે.

ચાતુર્માસ સિવાયના સમયના વળામણાંમાં આવો ઉત્સાહ આવો જમણવારનો પ્રસંગ પ્રથમ જ હતો.

શાશ્વતી ઓળી, ચૈત્ર માસ—વ્યાખ્યાનનો લાભ જોગાનુજોગ બીજે વરસે પણ પ્રાપ્ત થયો. જેમાં, નવે દિવસ એકાદ પદ પર સારગર્ભિત નવપદજીનું અપૂર્વ રહસ્ય જાણવા મળ્યું. અને ગત વર્ષની માફક જ વળામણા તલાટી યાત્રા ને જમણવાર થયા. બસ આ જ ઉત્સાહ, દિવ્ય વાતાવરણમા સાક્ષાત્ રહ્યા. ગુરૂદેવના આત્માના દિવ્ય ગુણોનો પુંજ તેમનું મહાન વ્યકિતત્વ !! અને માનસપટે અમીટ છાપ છોડી ગયેલ, બોધ સહની પ્રવચન સરિતા. પૂજ્ય આચાર્યદેવશ્રીના અમદાવાદથી વિહાર ૪૮ કલાક પૂર્વે હું વંદનાર્થે ગયો ત્યારે મેં કર્યું "સાહેબ આપની શારીરિક પ્રતિકૂળતા અંગે વિચારો તો સારૂ." ત્યારે પૂજ્યશ્રીએ જવાબ આપ્યો કે—

"શરીરનું કામ શરીર કરે. શરીર તો ભાડુતી છે. અંદર બેઠેલ આત્મા જ ખરો માલિક–આત્મા સશક્ત, નિરોગી હોય પછી ચિંતા શેની ? ને મારી સાથે છે મારી સંભાળ લેનાર બે રામ–લક્ષ્મણ જેવા યશો–રાજ" આ વાત ઉપરથી આપણને જરૂર પ્રતીતિ થાય કે તે મધુર વક્તાએ પ્રભુની વાણી કેટલી પચાવી જાણેલ.

આ શબ્દોને આ અંતિમમિલન બની રહ્યું...ને ચૈત્ર શુકલ ૧૪ના સર્વને નોંધારા મૂકી, શિષ્યને અધવચ્ચે મૂકી અનંતના માર્ગે સ્વર્ગે સંચર્યા.

નવાપરા પાલીતાણા-૩૬૪૨૭૦ જયંતિલાલ એમ. શાહ

# દિવંગત દિવ્યઆત્મ સ્વરૂપ ગુરુદેવ

પરમપૂજ્ય આચાર્યશ્રી ભુવનવિજયરત્નસૂરિજી મહારાજ આપના જગમગાટ ભર્યા તેજસ્વી જીવન સાથે અમ અલ્પમતિ જીવો આપની નિશ્રાની પ્રત્યક્ષ–પરોક્ષ પળો દ્વારા ધન્ય બનવા જીવનને શબ્દો દ્વારા કઈ રીતે

**અનંતકાળની મમતારૂપી કુલટાના ફંદામાં પડેલ જીવ સમતાના ઘરે આવી શકે ?**

વર્ણવી શકીએ. આ શ્રદ્ધાંજલિ પત્ર કંઈક લખવાની ભાવના થઈ આવ્યે લખું છું.

૧૯૬૭માં મુલુન્ડ ચાતુર્માસે પ્રથમ પરિચય સંબંધ...સદ્‌ભાગ્યે છૂટથી વાતો કરવાનો વિચાર વ્યક્ત કરવાનો અમૂલ્ય અવસર...આ સમય દરમ્યાન પુત્ર જન્મ નામ પણ ધર્મમય વાતાવરણને લઈ ધર્મેશ રાખ્યું. પૂજ્ય ગુરુદેવજી વિહાર કરી કલકત્તા તરફ રવાના અને અંતરિક્ષજી પાર્શ્વનાથ સંઘ સાથે રવાના. મ. સાહેબે પ્રોગ્રામ ફેરફાર સાથે અંતરિક્ષજીમાં જ મેળાપ અને એક બે દિવસની નિશ્રામાં રહેવાયું...ખૂબ આનંદ, વ્યાખ્યાનો...સાંભળ્યા છૂટા પડ્યા.

એ ધન્ય જીવન પરિચયપળોનો સમય છેક ૧૭-૧૮ વર્ષે મહારાજસાહેબ મુંબઈ પધાર્યા ત્યારે પુણ્ય સંયોગ થયો મુલુન્ડ ચાતુર્માસની વિનંતી...બોરીવલીમાં જય બોલાવી...અહો ધનઘડી, ધનભાગ્ય! આ ચાતુર્માસે તેમની તબિયત નરમગરમ રહેતી, હોસ્પીટલમાં રાખ્યા ડો. ચંદન તથા ટોકરશીભાઈ વાઘજીએ પૂરી દેખરેખ રાખી...અને

તેમનો ચાતુર્માસ પ્રભાવ ખૂબ જ તેજસ્વી અને પ્રભાવશાળી રહ્યો. વાચસ્પતિ વ્યાખ્યાનકારની નિશ્રામાં ઉપાશ્રયે ખૂબ જ મેદની ઉમટતી, ત્યાં વ્યાખ્યાન સાંભળવું એ એક અમૂલ્ય લ્હાવો ધન્ય અવસર ગણાતો. ઠાણા-ઉઠાણાનો લાભ પણ મળ્યા કરતો.

છ'રી પલિત સંઘ મુલુન્ડથી પાલિતાણા રવાના થયો. વ્યાખ્યાન, જ્ઞાનગોષ્ઠિઓ ચાલુ જ રહેતા. જે અમ જેવા ભવ-જીવોના મનને સંતોષ સાથે ધર્મપથ પર અગ્રસર વધુ ને વધુ રાખનારી પરિચય-પળો હતી. જાહેર વ્યાખ્યાન, પ્રવચનોમાં વાણી સામ્રાજ્ય સહ આનંદની પળો છોળો એ જ લ્હાવો અમૂલ્ય, ધન્ય, જીવન અવસર!

તે પછી પૂજ્ય ગુરુદેવશ્રી મહુવા ચાતુર્માસ મળ્યા અને થલતેજમાં પ્રતિષ્ઠા મહોત્સવે મળ્યા...વાલકેશ્વરવાળાની વિનંતી. બીજા ચાતુર્માસનો મુલુન્ડના આંગણે કરવાનો સ્વીકાર થયો...

પરંતુ...એ ગોઝારા દિવસની કાળનો પળો...કાળધર્મ પામ્યાના

સામાયિક, પ્રતિક્રમણ મણિ, માણેક, અલંકારો પહેરનારે
નીતિ ને ન્યાયના લૂંગડાં પણ પહેરવા જોઈએ.

